# આનંદકુંજ





[ ભાગ ૧ ]

રમણલાલ નાનાલાલ શાહ

બાલજીવન પુસ્તકમાળા-પુસ્તક ૧૨

# આનંદકુંજ

## ભાગ ૧

બાલવાર્તાઓનો સચિત્ર સંગ્રહ

: પ્રયોજક :

રમણલાલ નાનાલાલ શાહ
તંત્રી, બાલજીવન

-: પ્રકાશક :-

બાલજીવન કાર્યાલય-વડોદરા

સોલ એજંટઃ-કરસનદાસ નારણદાસ બૂકસેલર
નાણાવટ-સુરત

૧૯૨૯ ] આવૃત્તિ ૨ જીઃ કિં. રૂ. ૦-૮-૦ [સં. ૧૯૮૫

## બાલજીવન પુસ્તકમાળાની

# ચોપડીઓ

| | | |
|---|---|---|
| (૧) | વસંત... ... | ...૦-૧-૦ |
| (૨) | સ્વામિભક્ત સુરપાળ | ...૦-૩-૦ |
| (૩) | બાલગીત મંજરી... | ...૦-૪-૦ |
| (૪) | અમારી વાર્તાઓ ... | ...૦-૬-૦ |
| (૫) | આનંદધારા ભાગ ૧ | ...૦-૬-૦ |
| (૬) | અમારી બીજી વાર્તાઓ | ...૦-૮-૦ |
| (૭) | આનંદધારા ભાગ ૨ | ...૦-૭-૦ |
| (૮) | આનંદધારા ભાગ ૩ | ...૦-૮-૦ |
| (૯) | સરોવરની સુંદરી... | ...૦-૨-૦ |
| (૧૦) | આનંદધારા ભાગ ૪ | ...૦-૮-૦ |
| (૧૧) | અમારી ત્રીજી વાર્તાઓ | ...૦-૧૨-૦ |
| (૧૨) | આનંદકુંજ ભાગ ૧ | ...૦-૮-૦ |
| (૧૩) | ફુલમાળા ભાગ ૧... | ...૦-૧૨-૦ |
| (૧૪) | ફુલમાળા ભાગ ૨... | ...૦-૧૨-૦ |
| (૧૫) | સારી સારી વાતો ... | ...૦-૮-૦ |
| (૧૬) | અજિત ... ... | ...૦-૧-૦ |
| (૧૭) | બાવલાનાં પરાક્રમો ... | ...૧-૦-૦ |

* બીજી નવી ચોપડીઓ તૈયાર થાય છે. *



આ ચોપડી સુરત ચકલા પુલ "શંકર" પ્રીન્ટીંગ પ્રેસમાં **નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે** છાપી. અને **કરસનદાસ નારણદાસ બુકસેલરે** નાણાવટ, સુરતમાંથી પ્રકટ કરી.

# પ્રસ્તાવના

## (પહેલી આવૃત્તિમાંથી)

બાલવાર્તાઓના "ફુલમાળા" ના નામથી ગયે વર્ષે બહાર પડેલા મારા સંગ્રહને બાલપ્રજા તરફથી અને વિદ્વાનો તેમ જ વર્તમાનપત્રો તરફથી સારો આવકાર મળ્યો હતો. તેથી પ્રેરાઇ આ બીજો સંગ્રહ "આનંદકુંજ" ના નામે બાલપ્રજા સમક્ષ મૂકતાં મને આનંદ થાય છે. આગળ ઉપર આ ચોપડીના બીજા ભાગો પ્રગટ કરવાની ધારણા છે.

આ સંગ્રહ પૈકીની વાર્તા પહેલી, બીજી, ને પાંચમી, આપણા ગુજરાતની લોકવાર્તાઓ છે. મારા એક બારોટ મિત્ર ચતુરભાઇનો એ માટે હું ઋણી છું. "હંસ અને હંસા" ની વાર્તા અંગ્રેજી ઉપરથી, "કાળો ઘોડો" એક સેલ્ટિક દંતકથા ઉપરથી, અને "વેરની વસુલાત" એક જાપાની દંતકથાને આધારે તૈયાર થયેલી છે.

બાકીની વાર્તાઓ આપણા જ દેશની છે અને તે જુદાં જુદાં સાધનો ઉપરથી તૈયાર કરેલી છે. જે જે સાધાનોનો મેં ઉપયોગ કર્યો છે એ બધાના લેખકો સંપાદકો અને પ્રકાશકોનો હું અત્યંત આભારી થયો છું.

* * * *

## બીજી આવૃત્તિ

'આનંદકુંજ'ની ૧લી આવૃત્તિ ૧૯૮૪ની અધવચમાં બહાર પડી હતી. એ જ સાલની આખર સુધીમાં તો તેની બધી નકલો ખલાસ થઈ ગઇ હતી. તેની નવી આવૃત્તિ આજ ૧ વરસે બહાર પડે છે. બાળકો આ આવૃત્તિને પણ જલદી ઉપાડી લેશે એવી આશા છે. વડોદરા રાજ્યનું કેળવણી ખાતું, અંગ્રેજી સરકારી કેળવણી ખાતું, તથા વેસ્ટર્ન ઈંડીયા સ્ટેટ્સ, રાજકોટનું કેળવણી ખાતું, એ સૌએ પોત પોતાના તાબાની તમામ શાળાઓને માટે એને મંજુર કરેલું છે, જે માટે એ સર્વ સંસ્થાઓનો હું આભારી છું. મારાં પ્રકાશનો પરત્વે મમતા ને અમીદૃષ્ટિ દાખવનાર જાહેર પ્રજા ને વર્તમાનપત્રોના ઉપકારની તો વાત જ શી કરવાની?

વડોદરા
વિજયા દશમી: સં. ૧૯૮૫

રમણલાલ નાનાલાલ શાહ



# અનુક્રમણિકા


(૧) મૂછાળી બાયડી ... ... ... ... ... ૧

(૨) કાળો ઘોડો ... ... ... ... ... ૬

(૩) એ નર હું ! એ નર હું !... ... ... ... ... ૧૫

(૪) હંસ અને હંસા ... ... ... ... ... ૨૦

(૫) મિયા ધ્રુખાં ... ... ... ... ... ૨૫

(૬) ગરિબમાંથી અમીર ... ... ... ... ... ૪૬

(૭) મહાકાળનાં કારસ્થાન ... ... ... ... ... ૫૦

(૮) આદર્શ ન્યાય ... ... ... ... ... ૬૫

(૯) વેરની વસુલાત ... ... ... ... ... ૬૭

(૧૦) સોનાનો પોપટ ... ... ... ... ... ૭૩



મૂછાળી બાયડી

ચાંદાભાઇના ચાંદલીયા ને રામાભાઇના રોટા !
આ કહળી બ્હેનને મૂછો આવી તે સમે આવ્યા ખોટા !

શ્રી સયાજીવિજય પ્રેસ–વડોદરા

# આનંદ કુંજ



## મૂછાળી બાયડી

**બે** ભાઈબંધ હતા. રામાભાઇ ને ચાંદાભાઇ. બંનેને ઘડી પણ એક બીજા વગર ચેન ન પડે. જાણે રામ લક્ષ્મણની જોડી.

રામભાઈનું ઘર શહેરમાં. ચાંદાભાઈ રહે ગામડામાં. રામાભાઇને ત્યાં કામકાજને પ્રસંગે ચાંદાભાઇને વારંવાર આવવાનું થાય. મહીનામાં પંદર દહાડા ચાંદાભાઈની પથારી રામાભાઇને ત્યાં હોય.

ભાઇબંધી ભારે, એટલે રામાભાઈ તો રોજ ઘીનાં ચુરમાં કરી કરીને ચાંદાભાઇને જમાડે. ચાંદાભાઇ જમતાં થાકે, પણ રામાપટેલનાં પટલાણી પીરસતાં કદિ ન થાકે.

છાશનો સબડકો મારતા જાય ને ચાંદાભાઈ કહેતા જાયઃ "રામાપટેલ, હવે તો બહુ જ શરમ આવે છે. આ મારે વરસમાં છ મહીના અહીં ગાળવા પડે ને તમે તો એકાદ વખતે પણ મારે ઘેર ન આવો! એ તે કેમ ચાલે? મારે ત્યાંથી પટલાણીએ ખાસ કહ્યું છે કે ભલા, એકાદ વખત તો અહીં તમારા ભાઇબંધને લાવો?"

રામાભાઇએ હસતાં હસતાં જવાબ દીધો–" શું કરીએ? આ કામકાજમાંથી જરાકે ઉંચું ક્યાં અવાય છે? પણ કોઇક દહાડો એ બાજુ કામ પ્રસંગે આવવાનું થશે તો તમારા ઘરપર થઇને જ જઇશ."

ચાંદાભાઈ બોલ્યાઃ–" ખાઓ સોગન."

રામાભાઈ કહે,–"ભલા, એના તે સોગન હોય? પણ જાઓ. ખાત્રીથી કહું છું કે જરૂર કોઇક વખત આવીશ."

પછી તો ચાંદાભાઇએ ચુરમું ચોળીને ચડાવ્યું મ્હોંમાં. ગડપ! ગડપ!

* * * *

એક વખત એવો જ ઘાટ બની ગયો. કોઇકને ત્યાં લગ્ન પ્રસંગે જતાં રામા પટેલને યાદ આવ્યું કે ચાંદાપટેલનું ગામ અહીંથી ત્રણ ગાઉ દૂર છે. ચાલ રામ! આટલે આવ્યો છું ત્યારે ત્યાં જતો આવું. ચાંદાભાઇને મળાશે ને રોજનું મ્હેણું ટળશે.

સવારનો પ્હોર. રામા પટેલ તો નીકળ્યા. ઝપાટાબંધ ત્રણ ગાઉ ભોંય કાપી નાખી.

ચાંદા પટેલે દૂરથી રામા પટેલને આવતા દીઠા.

ચાંદા પટેલ મ્હોંએ ફડાકા ભારે મારે. પણ હતા પુરા ચમડતોડ. ચમડી તુટે પણ દમડી શાની છુટે ?

એ તો વ્હેલા વ્હેલા પેઠા ઘરમાં. બૈરીનો સાલ્લો સપાટાબંધ પહેરી લીધો. ઢોલીયા પર આડા પડયા ને માથે મ્હોંએ ગોદડી ઓઢીને લાંબા થઇને સુઇ ગયા ! પટલાણીને થોડીક જરૂરી સૂચના આપી દીધી.

રામા પટેલ આવી પહોંચ્યા.

" એ ચાંદાભાઇ ! હોરા આવો. કયાં ગયા ? "

કોઇ જવાબ જ ન દે.

રામાભાઇ અંદર પેઠા. અંદર પટલાણી લુગડું જરાક આઘું ઓઢીને ઉભાં હતાં.

રામાભાઇ કહે,–" ચાંદા પટેલ કયાં ગયા છે ? "

પટલાણી કહે,–"એ તો નથી. જરાક બહારગામ ગયા છે."

" કયારે આવશે ? "

" તે તો કહેતા નથી ગયા. આજે ય આવે કે પાંચ સાત દહાડા રહીને ય આવે. "

" અરે તારીની ! ઠેઠ ત્રણ ગાઉ ભોંય ચાલીને આવ્યો તો ય ચાંદાભાઇ ન મળ્યા. માથે મ્હેણું કાયમ રહ્યું. "

એટલામાં રામા પટેલની નજર ઢોલીઆ ઉપર પડી. એમણે પૂછયું:–"આ ઢોલીયામાં કોણ સુતું છે ?"

" એ તો એમનાં કહળીબ્હેન સુતાં છે. "

" કેમ સુતાં છે ? "

" એકાંતરીયો તાવ આવે છે તે ટાઢ ચડી છે. "

" અરરરર ! ત્યારે તો લાવો સાવરણી. હું ઉજણી નાંખું. એક ત્રાંબાનો કળશીયો પાણીથી ભરી લાવો. એક કાળો દોરો લાવો. તમને પાણી આપું તે પાજો ને દોરો મંતરી આપું તે એમના હાથે બાંધજો. "

પટલાણી ચમકી.

" ના, ના. રહેવા દો. એ તો ઉતરી જશે. તમને કાંઇ તસ્દી અપાય ? "

" હોવે. કયમ નહિ ? ચાંદા પટેલનાં બ્હેન તે તો મારાંય બ્હેન થાય. એ જાણે કે હું અહીં આવ્યો ને એમ ને એમ ખબર લીધા વગર ગયો તો મારૂં મ્હોં ન જુએ. તમે તમારે પાણી ને દોરો લાવો. હું આ સાવરણી લઇને ઉજણી નાખું છું. "

એમ બોલતાકને રામા પટેલે ખુણામાં પડેલી સાવરણ લીધી. સડાક લઇને ચાંદાભાઇની ગોદડી આઘી ખસેડી. ચાંદાભાઇએ મ્હોંએ ઘુમટો તાણેલો !

પટેલ કહે,—" બ્હેન ! હું તો તમારો ભાઇ થાઉં. જોવા દો. માથે કેટલો તાવ છે ? "

કહુળી બ્હેન ઉં–હું કરતાં રહ્યાં ને રામા પટેલે ફડાક લઇને ઘુમટો ઉંચો કરી નાખ્યો.

ચાંદાભાઇને જોતાં જ રામા પટેલ બધો મામલો સમજી ગયા. તેમને ભારે ખોટું લાગ્યું. એક શબ્દ પણ બોલ્યા વગર તે ઉઠીને ચાલવા મંડયા.

ચાંદા પટેલ નીચે ઉતર્યા. રામા પટેલનો હાથ પકડયો. કાલાવાલા કર્યા. માફી માગી. પટલાણીને ગરમ પાણી મૂકવા કહ્યું.

પણ રામા પટેલ કહે,–"ચાંદાભાઈ !

ચાંદાભાઇના ચાંદલીયા ને રામાભાઈના રોટા !
આ કહળી બ્હેનને મૂછો આવી તે સમે આવ્યા ખોટા !"

રામા પટેલ ત્યાંથી ચાલ્યા ગયા.



# કાળો ઘોડો

એક હતું ગામ. તેનો એક ઠાકોર. તેને ત્રણ દીકરા. મોટા બે ઠાકોરના માનીતા. ઠાકોર તેમને મનગમતી રીતે રાખે ને અમનચમન કરાવે. નાનો કોઇના લેખામાં નહિ. તેની કોઈ દરકાર ન કરે. કોઇ તેની દાદ ન લે.

એક વેળા ભારે થઈ. મોટા ભાઈઓએ નાના કુંવરનું કાંઇક બાબતમાં સખત અપમાન કર્યું. કુંવરને હાડોહાડ લાગી ગયું. પોતાની માની રજા લઈ આંસુથી છલકાતી આંખે, તે ગામ છોડીને નીકળ્યો. મા પાસે બીજું કશું નહોતું. ગળામાં એક સોનાની મગમાળા હતી. તે કુંવરને જતી વખતે વિદાયગીરીમાં આપી.

એ કુંવરનું નામ હતું પ્રિયવદન. પ્રિયવદન તો ગયો ગયો તે એક મોટા નગરમાં ગયો. ત્યાંના બજારમાં ગુજરી ભરાઈ હતી. એક જબરજસ્ત બળવાન કાળો ઘોડો ખૂબ તોફાન કરતો હતો. બધા લોકો નાસભાગમાં પડયા હતા.

એ પાણીદાર ઘોડાને જોઇને પ્રિયવદનની આંખ ઠરી. રાજપૂતનો બચ્ચો! ઘોડો જોઇને તેનું મ્હોં કેમ ન મલકે?

તેણે તપાસ કરી. ઘોડો એવો જોરાવર હતો કે કોઈના હાથમાં રહે નહિ. તેના રખેવાળે ગઇ ગુજરીમાંથી જ તેને બીજા કોઈ પાસેથી ખરીદેલો હતો. પણ તે કોઇને પીઠે બેસવા ન દે. બધાને પજવે.

પ્રિયવદન કહેઃ "હું ઘોડો લઉં. શું લેશો ?"

રખેવાળ કહેઃ "જે આપો તે."

પ્રિયવદનની પાસે ફુટી બદામ પણ કયાં હતી ? તેણે પેલી મગમાળા કાઢીને ઘોડાના માલિકને આપી. તેની પાસેથી ઘોડો લીધો. તેને દોરીને બહાર જંગલમાં નદી કિનારે લઇ ગયો.

ઘોડાને માટે લીલું હરિયાળું ઘાસ ને મેથીની ભાજી તોડી પ્રિયવદન તેને હેતથી ખવડાવવા લાગ્યો. પછી તેને નદીનું મીઠું પાણી પાયું.

ઘોડો હણહણ્યો. પ્રિયવદનની આગળ ડોક નમાવીને ઉભો રહ્યો.

પ્રિયવદન કહે,–"શાબાશ બચ્ચા ! ખરો જાતવાન છે. લે બાપ, મને હવે સ્વારી કરવા દે. ચાલ, આપણે જઇએ. મારી પાસે કાંઈ જ નથી. આ પેટીયું તો ભરવું જોઇશે ને ?"

ઘોડો બોલ્યો,–"કુંવર ! ગભરાશો મા. બેસી જાઓ મારી પીઠ પર. મનમાં જ્યાં જવાની ઇચ્છા થાય ત્યાં હું આંખના પલકારામાં લઈ જઈશ. મારા પર વિશ્વાસ રાખો. તમારૂં ભલું થશે."

તે કાળમાં પાટલીપુત્ર નગર ખુબ પ્રખ્યાત હતું. કુંવરે ત્યાં જવાની ઈચ્છા કરી.

આંખના પલકારામાં તો ઘોડો દોડયો. દોડયો શું ? ઉડયો. નદી ને નાળાં, ખડક ને ટેકરા, ડુંગરો ને ખાઇઓ, જંગલો ને નગરો, પહાડો ને ગુફાઓ, બધું એકે તડાકે પસાર.

જોત જોતામાં તો કુંવર ને તેનો કાળો ઘોડો પાટલીપુત્રને પાદરે આવીને ઉભા રહ્યા.

કુંવર નગરમાં ગયો. નગરમાં બધાં ચિંતાતુર હતાં. ત્યાંના રાજાના કુંવરને સ્વપ્નું આવ્યું હતું. સ્વપ્નમાં તેણે લંકાના રાજાની કન્યાને જોઇ હતી. તેણે રૂસણું લીધું હતું કે પરણું તો એ રાજ કન્યાને જ. તેના વગર અનાજ ન ખાઉં ને પાણી પણ ન પીઉં.

એ વાતને ત્રણ ત્રણ દહાડા વીતી ગયા હતા. કયાં પાટલી પુત્ર ને કયાં લંકા? ત્યાંથી રાજકન્યાને લવાય શી રીતે? અને લાવે ત્યાં સુધી કુંવર જીવતો રહે શી રીતે?

કાળો ઘોડો પ્રિયવદનને કહે, "તમે રાજા પાસે જાઓ. લંકાની રાજકન્યા લાવી આપવાનું માથે લો. એના અર્ધા રાજની માગણી કરજો."

પ્રિયવદન પહોંચ્યો રાજા પાસે. રાજાએ અરધું રાજ આપવાનું કબુલ કર્યું. કાળો ઘોડો કહે,–"થઈ જાઓ મારી પીઠ ઉપર સવાર. હમણાં જ લંકા પહોંચી જઈશું."

ઘોડો સડસડાટ ઉડયો. થોડીક વારમાં તો પ્રિયવદન લંકા નગરની સીમમાં આવીને ઉભો રહ્યો.

રાજકુંવરીનું હરણ શી રીતે કરવું તેની યુકિત કાળા ઘોડાએ પ્રિયવદનને બતાવી.

પ્રિયવદન રાજમહેલ નજીક કાળા ઘોડાને લઇ ગયો. આમ તેમ આંટા મારવા લાગ્યો.

ઘોડાનો દેદાર અને તેની ચાલાકી જોઇને બધાંની આંખ ઠરવા લાગી.

રાજાની કુંવરી કહે–"મારે એ ઘોડા ઉપર સ્વારી કરવી છે."

પ્રિયવદન કહે–"એ ઘોડો બીજા કોઇના કબજામાં રહેશે નહિ. તમારે સ્વારી કરવી હોય તો આવી જાઓ મારી પાછળ. તમને આમતેમ ફેરવું. પછી ઉતરી જજો."

કુંવરી પ્રિયવદનની પાછળ ઘોડાપર ચડી બેઠી. પ્રિયવદને ઘોડો મારી મૂકયો.

પલક વારમાં તો લંકાનગરી પસાર, મહાસાગર પણ પસાર અને એક પછી એક મુલક પણ પસાર.

થોડીક વારમાં ઘોડો પાટલીપુત્રના રાજમહેલ નજીક આવીને ઉભો રહ્યો. પાટલીપુત્રનો રાજકુમાર કહે–"આ જ કુંવરી! એને જ મારી રાણી બનાવું."

રાજકન્યા રૂસણું લઇને બોલી,–"એમ પારકા રાજાની કન્યાને પરણવું વાટમાં નથી પડયું તો. અમારા કુળમાં લગ્ન વખતે અમારા ખજાનામાં છે તે સુવર્ણકમળ માથામાં પહેરવું પડે છે. તે વગર કાંઈ મારાથી પરણાય નહિ."

કાળો ઘોડો પાછો કુંવરને લઇને ઉપડ્યો. તેઓ પાછા લંકાની સીમમાં આવી પહોંચ્યા.

કુંવરે આ વખતે પાટલીપુત્રના રાજાની પાસેથી થોડાક હીરા ને માણેક લઈ લીધાં હતાં. વેશ પણ બદલી નાખ્યો હતો. તે ગયો લંકાના રાજા પાસે. તેને પેલા હીરા, ને માણેક બતાવ્યાં.

રાજા કહે,–"અમારા ભંડારમાં સોનાનું કમળ છે, તેના ઉપર આ હીરા જડીએ તો સારા શોભે. પણ એવું બારીક કામ કોણ કરે?"

પ્રિયવદન કહે,–"મને આવડે છે. એ કમળ મને બતાવો."

રાજાએ ભંડારીની પાસે એ કમળપુલ મગાવ્યું.

પ્રિયવદન,–" હું ગામ બહાર અતિથિનિવાસ*માં ઉતર્યો છું. ત્યાં તમારા માણસો મોકલો. હું હીરા ને માણેક જડી આપીશ."

રાજાએ પ્રિયવદનને સુવર્ણ કમળ આપ્યું. સાથે માણસો મોકલ્યાં.

પ્રિયવદન લંકાની સીમ આગળ આવ્યો. ઝપાટાબંધ પુલને પોતાના ડગલામાં સેરવી દીધું. ઘોડા ઉપર ચડી બેઠો ને રાજાના સીપાઈઓને રામ-રામ કહીને ઘોડો મારી મૂકયો!

રાજાના સીપાઇઓ તો આંખ ફાડીને જોઈ જ રહ્યા. પ્રિયવદનને લઇને કાળો ઘોડો થોડીક વારમાં પાટલીપુત્રમાં આવી પહોંચ્યો. કન્યાને સુવર્ણકમળ મળી ગયું.

પાટલીપુત્રનો કુંવર કહે,–"હવે ચાલો, લગ્ન કરીએ."

રાજકુંવરી કહે,–" એમ ઉતાવળ ન થાય. હજુ તો એક મોટું કામ બાકી છે. અગાઉ લગ્ન વખતે મારાં મોટી મા અને મારી માએ જે વીંટી આંગળીએ પહેરી હતી તે વીંટી આણી આપો ત્યારે જ લગન થાય."

પાટલીપુત્રના રાજાએ પ્રિયવદનને વીંટી લઈ આવવા હુકમ કર્યો. પ્રિયવદને ઘોડાની સલાહ લીધી.

---

*અતિથિનિવાસ=ધર્મશાળા.

ઘોડો બોલ્યો,–"કુમાર, દુનિયામાં અઘરામાં અઘરૂં કામ કરવું મને સહેલું લાગે છે. પણ આ વીંટી લાવવી એ મારી શક્તિની બહારની વાત છે. છતાં મારી પીઠ ઉપર સવાર થઈ જાઓ. હું મારાથી બનતું કરીશ.

પ્રિયવદન પાછો ઘોડાની પીઠ ઉપર ચડી બેઠો. ઘોડો ઉત્તર દિશામાં દોડવા લાગ્યો. ખુબ આગળ ને આગળ. તેણે તો જાણે ઉડવા જ માંડયું.

રસ્તામાં મોટો બરફનો પહાડ આવ્યો.

કાળો ઘોડો કહે,–"કુમાર, ચેતીને રહેજો. એક જ ઠેકડે આ પહાડ ન ઓળંગાયો તો ઠંડીમાં અકડાઈ જ જવાશે. પછી સોએ વરસ પુરાં. માટે સાવધાન !"

પ્રિયવદને ઘોડાને ચપસીને પકડયો. એક જ ઠેકડે બરફનો પહાડ પસાર !

આગળ જતાં બરફે નહિ ને કાંઇએ નહિ. હવે તો ખુબ ગરમી લાગવા માંડી. વળી થોડેક આગળ જાય ત્યાં તો ગરમીમાં જાણે શેકાઇ જ જવાય.

કાળો ઘોડો કહેવા લાગ્યો,–" કુંવરજી, હવે જ આફતનો મામલો છે. થોડેક આગળ જતાં દેવતાનો દરિયો આવે છે. ચારે બાજુ ભડભડ બળતા દેવતાના ભડકે ભડકા આવશે. એ દેવતાનાં બળતાં ઉપર થઇને એક જ ઠેકડે આપણે પસાર થઈ જવાનું છે. જો ચુકયા તો આગમાં જીવતાં જ બળી મરવાનું. માટે હોંશીયારી રાખજો."

એમ બોલી કાળા ઘોડાએ દેવતાના દરિયા ઉપર ઠેકડો ભર્યો. અરરરર ! એક જ ધડાકે દરિયો પસાર ! પણ આગની ગરમ ગરમ ઝાળથી સામે કિનારે જ ઘોડો બેસી પડયો.

પ્રિયવદન તરત જ નીચે ઉતરી તેને પંપાળવા લાગ્યો.

કાળો ઘોડો કહે,–"કુંવર, ફિકર નહિ. તમે નીચેની ખીણમાં ગામ છે ત્યાં જાઓ. મારા શરિરમાં હાડકે હાડકે ખોસાય એટલા માટે લોખંડના સોયા ઘડાવી લાવો. તે તૈયાર થાય એટલે લઈને અહીં આવો. ત્યાં સુધી હું આરામ લઉં છું."

પ્રિયવદન ગયો. દિવસ આથમવાનો વખત થયો ત્યારે સળીયા લઈને આવી પહોંચ્યો.

ઘોડો કહે,–"સામે નજર કરો. શું જણાય છે ?"

પ્રિયવદન,–" આગના સોળા ભડભડ બળે છે. જબરજસ્ત અગ્નિકુંડ હોય એમ જણાય છે."

ઘોડો બોલ્યો,–"બરાબર છે. ત્યાં જ આપણે જવાનું છે. તમે કિનારે ઉભા રહેજો. મારા શરીરને હાડકે હાડકે આ સળીયાઓ ખોસી દેજો. પછી હું અંદર ઝોકાવીશ. આ કુંડ ચાર ગાઉ લાંબો ને ચાર ગાઉ પહોળો છે. તેની અંદર છેક તળીએ વીંટી છે. હું બનતી મહેનત કરીશ. જો સવારે સુરજ ઉગે તે અગાઉ દેવતાની ઝાળ નરમ પડી જાય તો જાણજો કે હું સલામત છું ને થોડાક વખતમાં આવી પહોંચીશ. જો સવારે ઝાળ નરમ ન પડે તો તમારે ને મારે રામરામ ! તમે તમારે રસ્તે ચાલ્યા જજો."



કાળો ઘોડો

જ્વાળાઓ શાંત પડતી જણાઇ. અંદરથી ઘોડાનું માથું બહાર નીકળ્યું.

[ પાન ૧૨ ]

શ્રી સયાજીવિજય પ્રેસ-વડોદરા



કાળો ઘોડો

પ્રિયવદન ! વ્હાલા કુમાર ! એમાં ફેર શાનો કર્યો ? [પાન ૧૮]

પ્રિયવદન અને ઘોડો અગ્નિકુંડ નજીક ગયા. તેણે ઘોડાના શરીરને હાડકે હાડકે સળીયા ખોસ્યા. ઘોડાએ જબ્બર હણુહણાટ કર્યો ને દેવતાના કુંડમાં દોટ મૂકી.

આખી રાત કુંડમાંથી જવાળાઓ નીકળી આકાશને ચુંબન કરવા લાગી. જબરજસ્ત કારમા ધડાકા ને કડાકાથી પ્રિયવદન કાયર થઈ ગયો. શું પરિણામ આવશે તે તેનાથી સમજી ન શકાયું.

સવાર પડી. પ્રિયવદન આતુર આંખે અગ્નિકુંડ તરફ જોઈ રહ્યો. જવાળાઓ શાંત પડતી જણાઈ. અંદરથી ઘોડાનું માથું બહાર નીકળ્યું. તેના શરીરમાંથી બધા સળીયા ખરી ગયા હતા. માત્ર માથાની વચમાંનો એક સળીયો રહી ગયો હતો. તે સળીયામાં પેલી ચમત્કારી વીંટી ઝગઝગ ઝગારા મારી રહી હતી.

મહામુશીબતે ઘોડો અગ્નિકુંડમાંથી બહાર નીકળ્યો. વીંટી કુંવરને આપી. ઘોડો જમીન ઉપર ઢળી પડયો.

બિચારો ન બોલે કે ચાલે.

પ્રિયવદન ઘોડાની પાસે આખો દિવસ બેસી રહ્યો. સાંજે ઘોડાને હાંફ વળી. તે ટટાર થયો. પ્રિયવદનને કહે,–" બેસી જાઓ મારી પીઠ ઉપર. ચાલો, હવે પાટલીપુત્ર જઇએ."

થોડીક વારમાં તો પ્રિયવદન અને કાળો ઘોડો પાટલીપુત્રમાં આવી ગયા. વીંટી રાજાને આપી.

રાજકુંવર કહે, "હવે મને કન્યા પરણાવો; ગીતો ગવડાવો ને વાજાં વગડાવો."

લંકાની રાજકન્યા કહે,–" જરા ધીમે. એમ ઉતાવળ ન કરીએ. મને પરણીને રાખશો કયાં ? મારા જેવી રાજકન્યા શું

સસરાના રાજમહેલમાં રહે ? મારે તો સાતમજલી મોટો નવો રાજમહેલ જોઇએ."

રાજકુમારની વિનંતિથી પ્રિયવદને ઘોડાની મદદ લઇ રાતો રાત સાત માળનો સુંદર મહેલ બંધાવી આપ્યો.

પાટલીપુત્રનો રાજકુમાર લંકાની કુંવરીનો હાથ પકડીને કહે,–"કેમ કુંવરી ? ચાલો, હવે તો તૈયાર છો ને ?"

કુંવરી બોલી,–"પણ આ મહેલમાં કુવો કયાં છે ? શું મારી દાસીઓ ગામ બહાર નદીએ પાણી ભરવા જાય ?"

પ્રિયવદનને કહી કાળા ઘોડાની મદદથી એક સુંદર વિશાળ કુવો પણ તૈયાર કરાવવામાં આવ્યો.

કુંવરી કુવાની અંદર ડોકીયું કરીને બોલી,–"વાહ ! શું રૂપાળું પાણી છે ?"

પાટલીપુત્રનો રાજકુમાર નીચો વળીને પાણી જોવા ગયો. ત્યાં તો કુંવરીએ રાજકુમારને માર્યો ધક્કો ! કુંવર પાણીમાં પડીને ડુબી ગયો !

પ્રિયવદન કુંવરીને કહેવા લાગ્યો,–"અરરર ! કુંવરી ? આ શો કેર કર્યો ?"

હસતાં હસતાં પ્રિયવદનનો હાથ પકડી કુંવરી બોલી,– "પ્રિયવદન ! એમાં કેર શાનો કર્યો ? જે બાયલો રાજકુમાર શેકયો પાપડ ન ભાંગી શકે ને બીજાની કુમકે કુદે તેને કોણ પરણે ? હું કોઈ પણ પુરૂષની સાથે ઘોડા ઉપર બેઠી હોય તો તમારી સાથે જ. તમે મારૂં હરણ કર્યું. હું તો મનથી તમને જ વરી ચુકી છું. તમે મારી સાથે લગ્ન કરો !"

એટલામાં રાજા ત્યાં આવી પહોંચ્યો. પ્રિયવદને બધી વાત કરી. હવે ગઈ ગુજરી વાતનો શોક કરવામાં સાર નથી એમ વિચારી તેણે પ્રિયવદનનાં અને લંકાની રાજકન્યાનાં લગ્ન કરી આપ્યાં. પછી તેને રાજપાટ સોંપી રાજા જંગલમાં તપ કરવા ચાલ્યો ગયો.

પણ પ્રિયવદન રાજા બન્યો તેથી પોતાના મિત્ર કાળા ઘોડાને ભૂલી ગયો હતો ? જરાકે નહિ. તે ઘોડાની પાસે ગયો. હેતથી તેને પંપાળીને બોલ્યો,–"બાપુ ! આ સાહેબી તારે પ્રતાપે. તારૂં રૂણ તે કયા જન્મમાં ફેડીશ ? કહે, તારે માટે હું શું કરૂં ?"

કાળો ઘોડો કહે,–" તમારી મ્યાનમાંથી તલવાર કાઢો ને એક જ ઝાટકે મારૂં માથું કાપી નાખો !"

પ્રિયવદન બોલ્યો,–"ફટ ભુંડા ! એ શું બોલ્યો ? મારા ઉપર ઉપકારના ડુંગરા ખડકનારને હું વગર વાંકે મારૂં ?"

કાળો ઘોડો બોલ્યો,–" પ્રિયવદન ! મેં તમને કદી ખોટી સલાહ આપી છે ? મારા ઉપર ખરેખરો પ્રેમ હોય તો માથું વાઢી નાખો. વાર ન કરો."

લાચાર બની પ્રિયવદને પોતાની તરવારના એક જ ઝાટકે કાળા ઘોડાનું ડોકું કાપી નાખ્યું.

તરત જ ઘોડો અદ્રશ્ય થયો ને સોળ વરસનો એક સુંદર તેજસ્વી કુમાર હસતો હસતો આવીને પ્રિયવદનને ભેટી પડયો.

પ્રિયવદન કહે,–"ભાઇ, તું કોણ છે ?"

કુમાર બોલ્યો,–"મને અંદર તમારી રાણી પાસે લઇ જાઓ.

પ્રિયવદન તેને ત્યાં લઈ ગયો.

"કોણ, મારો ભાઈ? આવ, મારા વીર!"

એમ બોલી લંકાની રાજકન્યા (પ્રિયવદનની રાણી) એ કુમારને હેતથી ભેટી.

કુમારે ખુલાસો કર્યો: "આ રાણી મારી બ્હેન થાય. લંકામાં એક દુષ્ટ રાક્ષસે મને તેના જાદુના જોરે ઘોડો બનાવી હિંદુસ્તાનમાં લાવીને વેચી દીધો હતો. મારૂં ડોકું કાપી નાંખે તો જ મારા દુઃખનો અંત આવે એમ હતું. તમને જોઇને જ મને લાગ્યું કે મારી બ્હેનને લાયક તમે નિવડશો. મારૂં દુઃખ પણ તમે જ દૂર કરશો. એ આશાથી મેં તમને મદદ કરી. તમે હવે સુખેથી મારી બ્હેન સાથે પાટલીપુત્રનું રાજ્ય કરો. હું મારા રાજ્યમાં જઈશ."

બ્હેન બનેવીની રજા લઈ લંકાનો રાજકુમાર પોતાના રસ્તે પડયો.

પ્રિયવદને પોતાની વ્હાલી માતાને પાટલીપુત્રમાં વાજતે ગાજતે તેડી મગાવી. તેને અમન ચમનમાં રાખી.

પછી તો એ પોતાની વ્હાલી રાણી સાથે પાટલીપુત્ર અને આખા મગધ દેશ ઉપર રૂડી રીતે રાજ કરવા લાગ્યો.



# એ નર હું ! એ નર હું !

અભલો એની બઈરીને લઈને વગડામાંથી જતો હતો. સાળીનાં લગ્ન હતાં. અભલાને આગ્રહ કરી સસરાએ તેડાવ્યો હતો. અભલો એની બૈરીને લઈને સાસરે જતો હતો.

જંગલમાં એક વડનું ઝાડ હતું. તેના ઉપરથી એક કાંચીડો સામી બાજુના ઝાડ ઉપર જવા નીકળ્યો. એને જોઈ અભલો બ્હીન્યો, ને 'ઓ બાપ રે !' કરીને કુદ્યો.

હવે બન્યું એવું કે અભલો કુદ્યો તેવો જ તેનો પગ પેલા કાંચીડા ઉપર પડયો. કાંચીડો બિચારો છુંદાઈ ગયો.

અભલો પહેલાં તો બ્હીન્યો. પણ કાંચીડો બરાબર મરી ગયો હતો. હવે કશી બ્હીક ન્હોતી. એટલે તે રૂપલીને કહે,—" એલી રૂપલી ! આ જો તો ખરી ભાયડાનો ઝપાટો ! આ એકે ધડાકે કાંચીડાને કતલ કરી નાખ્યો ! કહે, છે ને બંદા બહાદુર બંકા ?"

રૂપલી હસીને બોલી,—" તમારા પેંગડામાં કોણ પગ મૂકી શકે એમ છે ?"

અભલો ખુશ ખુશ થઈ ગયો. તે કહે,–" તારા બાપને ત્યાં ગીતાં ગાય ત્યારે મને પણ ગાજે. જોજે, ભુલીશ નહિ."

સાંજ પડી. ધણી ધણીયાણી લગ્ન મ્હાલવા પહોંચી ગયાં. જાન આવી હતી. બધાંએ જમી લીધું. જરાક તાડીની સાથે અભલાએ વાલ વધારે ઝપાટેલા. એટલે એ તો રંગમાં આવી ગયો હતો.

બન્ને પક્ષનાં બૈરાં માંડવામાં બેસીને ગીતો ગાતાં હતાં. અભલો દાતરડાપર તેલમાં બોળેલાં ચીંથરા વીંટી તેની સળગાવેલી મસાલ હાથમાં ઝાલીને ઉભો ઉભો ગીતો સાંભળતો હતો.

કલાક દોઢ કલાક ગીતો ગાયાં પણ અભલાએ બહાદુરી કરેલી તેનું ગીત રૂપલીએ ગાયું નહિ.

છેવટે અભલાથી રહેવાયું નહિ. ધીમે રહી તે રૂપલીની નજીક ગયો ને તેના અંગુઠા ઉપર પોતાનો જોડાવાળો પગ મૂકયો!

રૂપલી બોલી,–" જરા લજવાઓ. આ શું કરો છો?"

અભલો કહે,–" ઓરી આવ્ય ઓરી. જરાક કામ છે."

રૂપલી જરાક પાસે આવી એટલે અભલો કહે,–" રાં.... રૂપલી! મને ગાવાનું ભૂલી ગઈ? આ ઘેર જઈશ ત્યારે મારી મારીને રોટલો કરી નાખીશ, હાં? યાદ રાખજે?"

રૂપલી સમજી ગઈ. તે હસીને કહે,–"ઓહો! એટલું જ ને? ઉભા રહો. હમણાં ગાઉં છું."

બિચારી રૂપલી વિચારમાં પડી. અભલાએ મારી મારીને એક ગરિબ નિર્દોષ કાંચીડાને માર્યો હતો! એમાં શી મોટી ધાડ મારી

કે ગીત ગાય? પણ અભલો હતો અદકપાંસળી. ધાર્યું કરાવ્યા વગર કેડો છોડે એમ નહોતો.

રૂપલી થોડીક વાર વિચાર કરીને ગાવા મંડી.

"ઝાડેથી ઉતર્યું રે!
ઝાડેથી ઉતર્યું રે!
દાદાને જમાઇડે માર્યું......ઝરમરીયું......હોજી!"

અભલો ખુશ ખુશ થઈ ગયો. વ્હેંત વ્હેંત ઉંચો ઉછાળા મારતો તે છાતી ઠોકી બોલવા લાગ્યો: "એ નર હું! એ નર હું!!"

અભલાના હાથમાંની મસાલની ઝાળ અભલો ઉંચો કુદ્યો એટલે માંડવા ઉપર બાંધેલી ચાદરને લાગી. માંડવો સળગ્યો.

રૂપલી ચેતી ગઈ. અભલાને એક ચોડી દીધી ને બોલી, "સખણા મરી રહો! જરા ઉંચે જુઓ! બધી આગ લગાડી!"

રૂપલીએ ને બધાંએ સવેળા પાણી છાંટી આગ હોલવી નાખી. વધારે નુકસાન થતું બચી ગયું.



# હંસ અને હંસા

**બ**પોર પડે ને હંસા ડાકણમાસીના કિલ્લામાંથી નીકળે. તળાવને કાંઠે હંસનાં ટોળાને લઇને ચરાવવા જાય.

વડલાના ઝાડની શીળી છાયા નીચે હંસા બેસે. હંસો પાણીમાં ને લીલી હરીયાળીમાં ચારો ચરે. હંસા નવરી બેઠી બેઠી વાંસળી વગાડે. એના મીઠા અવાજના રણકારાથી આખું જંગલ ગાજી ઉઠે. હંસો ખુશ ખુશ થઇ જાય. હંસાની નજીક દોડી આવે. પાંખ ફફડાવીને તેની જોડે રમે. તેના અંગપર ચડી જઈ તેની સાથે ગેલ કરે.

તમને લાગતું હશે કે હંસા બહુ સુખી હશે. પણ એમ નહોતું.

ડાકણમાસી બહુ જબરી હતી. વનવગડામાં જબરો કિલ્લો. એમાં ડાકણ રહે. હાથપગની હરામ. કામકાજ કોણ કરે ?

એક વાર ડાકણ એક મોટા શહેરમાં ગઈ. રાજમહેલની છતઉપર રાણીજી સુતાં હતાં. પાસે એમની બે વરસની નાની કુંવરી સુતી હતી. દાસદાસીઓ નજીક નહોતાં. રાણીજી ગાઢી ઉંઘમાં હતાં. ડાકણ ઉડતી ઉડતી છતપર ઉતરી. કુંવરીને ઝડપ મારી બગલમાં લીધી. લઇને ઉડી ગઈ. સુરરરરર.

એ કુંવરી તે હંસા. એને બિચારીને ખબર જ ન મળે કે પોતે રાજાની કુંવરી છે. ડાકણ બતાવે તે બધું કામ કરે. આખા ઘરનો ઢસરડો કરવાનું બિચારી હંસાને માથે. હંસા થાકી જાય. હંસા હાંફી જાય. હંસા માંદી પડે. પણ એની બિચારીની દયા કોને હોય ? ડાકણ કાંઈ દયાળુ હોય ? હંસા સુખેદુઃખે દહાડા કાઢે.

પણ હંસો આ બધી વાત જાણતા હતા. તેમને રાજકુંવરીની બહુ દયા આવતી હતી. એ શી રીતે અહીંથી છૂટે તેની તેઓ હંમેશાં ચિંતા કરતા હતા.

એક દિવસ હંસા બેઠી બેઠી વાંસળી વગાડતી હતી. એક ઘરડી ડોસી નદીએ નાનકડો ઘડુલો લઈને પાણી ભરવા આવી હતી. તે હંસાને કહેઃ–"દીકરી, આટલુ પાણી માથે ચડાવ, મા ! મારાથી એકલીથી નથી ચડાવાતું."

હંસા કહે–"માજી ! ક્યાં રહો છો ?"

"સામે ટેકરી ઉપર."

"અહીંથી અધગાઉ દૂર જાણાય છે એ ?"

"હા, દીકરી."

"ચાલો, હું તમારે ત્યાં પાણી મૂકી જાઉં."

ડોસીએ ના પાડી. રકઝક ચાલી. છેવટે હંસા ઘડો લઈને સામી ટેકરીએ ચડી.

ડોસી ઉપર ચડે ત્યાં તો ધબ્બ ! ઠોકર લાગી ને બિચારી ડોસી પડી ગઈ.

હંસા બોલી,–"લાવો માજી, પાટો બાંધું."

હંસાએ તો ડોસીને બેઠી કરી. પાટો બાંધ્યો. જરાક ડોસીના પગ દાબ્યા. હંસા બહુ ભલી. ડોસી ખુશી ખુશી થઈ ગઈ.

ડોસીને થોડુંક ધંતરમંતર આવડે. હંસાને તેણે કહ્યું, "દીકરી ! તારી ડાકણ માસીના કિલ્લાના સાતમે માળે ઓરડાની અભરાઇ ઉપર એક જુનું ખાસડું છે. એ ખાસડું જો તારા કબજામાં આવે તો તારૂં બધું દુ:ખ ટળે."

હંસા કહે,–"ઠીક, માજી."

સાંજના હંસા ઘેર ગઈ. રાતના વાળુ કરી ડાકણ માસી બીજા કામમાં રોકાઇ એટલે તે ઉપર સાતમે માળે ગઇ. ખાસડું શોધી કાઢયું.

પણ જ્યાં હંસા તે પહેરવા જાય ત્યાં તો ડાકણ માસી પાછળ આવી પહોંચી. હંસાને એક તમાચો લગાવી દીધો.

"લાડકી ! આટલા માટે ઉપર ચડયાં હશો કાં ? ડાકણ માસીને ભોઠ સમજી મુઆં કે શું ?"

હંસા ગાલ પંપાળવા લાગી. ડાકણે ખાસડાને સાતમે માળથી ફેંકયું. ફેંકતાં ફેંકતાં તે બોલીઃ

"લઇ જા રે વાયરા, ખાસડું આ તું લઇ જા,
"જા ને બહુ બહુ દુર કે આફત રહે આવતી રે, બાયણાં.
"હંસા કદી જો ખાસડું પગમાં પહેરે,
"રહેશે એ લીલા લહેરે;
"ફજેતી મારી થશે રે બાયણાં.

" અશ્માપુરીનો રાજવી ભારે રૂપાળો,
" રૂડો ને રઢિયાળો,
" થશે ધણી એનો રે ખાયણાં."

એમ બોલી ડાકણે ખાસડું ફેંકી દીધું. હંસા રડતી રડતી સુઈ ગઈ. ડાકણે એને ખૂબ ખબ ફટકારેલી.

બપોરે નદી કિનારે હંસા ચારો ચારવા હંસને લઈ ગઈ. તરતજ એક હંસે હંસાના ખોળામાં પેલું રાતવાળું ખાસડું મૂકયું. હંસા તો રાજીના રેડ થઈ ગઈ. હંસને ખોળામાં લઈ ખૂબ રમાડ્યો. હેતથી બચ્ચી કરી.

વાત એમ બની હતી હતી કે રાતના જ્યારે ડોસીએ મંતર ભણી ખાસડું નાખી દીધું, ત્યારે હંસોએ તે વાત જાણી. પવન ખાસડાને આઘું તાણી જાય તે અગાઉ તેઓ પાછળ પડ્યા. ખાસડાને ચાંચમાં પકડયું. જંગલમાં નદી કાંઠે એક ઝાડની બખોલમાં સંતાડી રાખ્યું. બપોરે લાગ મળ્યો એટલે હંસાને આપી દીધું.

હંસાએ જ્યાં એક પગમાં ખાસડું પહેર્યું ત્યાં તો ધડાક ! ભડાક ! ફરરરરરર !

હંસા જાય ઉડતી ઉડતી ઉંચે આકાશમા ! આગળ હંસા ને પાછળ હંસો.

ખૂબ ખૂબ ઉડ્યાં. આખરે હંસા નીચે ઉતરી.

મોટું એવું એક શહેર તેમાં એક રૂપાળો રાજમહેલ. તેને ફરતો એક મોટો બગીચો. બગીચાને દરવાજે રૂપરૂપના અંબાર જેવો વીસ વરસનો એક જુવાન રાજા ઉભેલો.

હંસાને ત્યાં ઉતરતી જોતાંજ તેને સામો લેવા દોડ્યો.

" મનોહર બાલા ! તમારૂં નામ હંસા ને ? "

" જી હા. અશ્માપુરીના રાજા તમે જ, નહિ ? "

" હા. ખરેખર ! તમે મને કયાંથી ઓળખો ? "

હંસા હસીને કહે,–" ત્યારે તમે મને કયાંથી ઓળખો ?"

રાજા કહે,–" મારૂં નામ વત્સરાજ. અશ્માપુરીનો હું રાજા. કાલે રાતના મને ઉંઘમાં સ્વપ્ન આવ્યું. તેમાં મેં તમને જોયાં. એક પરીએ મને કહ્યું કે તમે મને કાલે મળશો. એટલે હું તમારી રાહ જોતો તમારી તહેનાતમાં અહીં ઉભો હતો."

હંસાએ પોતાની બધી વાત કહી.

વત્સરાજ તેની નજીક જઈને બોલ્યો–" ત્યારે હંસાકુમારી ! મને પરણશો ને ? "

બસ. હવે વાત નહિ કરીએ. પછી તો હંસા ને વત્સરાજ પરણ્યાં એટલું તો તમે ય સમજી શકો છો કે નહિ ?

હંસાએ હંસોને માટે એક રૂપાળું તળાવ બંધાવ્યું. હંસા ખાય છે, પીએ છે ને મજા કરે છે.






પવન ખાસડાને તાણી જાય તે અગાઉ તેઓ પાછા પડ્યાં. [ પાન ૨૩ ]




મિયા ઇટુખાં

તેની દીકરીનો પડાવ તળાવડીને કાંઠે ઝાડ તળે હતો. તેનો એ હાર હશે............[ પાન ૨૬ ]

શ્રી સયાજીવિજય પ્રેસ–વડોદરા

# મિયાં ઈટુખાં

**એ** મિયાંનું ખરૂં નામ તો ઈનાયતુલ્લાખાં. બોલતાં બોલતાં જીભના લોચા વળે. બધાંને તે એવડું નામ શી રીતે યાદ રહે? એટલે લોકોએ એનું ટુંકું નામ શોધી કાઢયું. ગામ આખું એ મિયાંને ઈટુખાં કહીને બોલાવે.

મિયા હતો ખરેખરો લાલોલ્હેરી. જુનાગઢમાં એ રહેતો. રોજ સવારના પહોરમાં શહેર બહાર ગીરના જંગલમાં જાય. લાકડાંનો ભારો બાંધી લાવે. શહેરમાં આવીને વેચે. તેના ચાર આના ઉપજે. તેમાંથી મિયા બે આનામાં ખાવાપીવાનો કારભાર કરે. એક આનો ધોબીને આપે ને ભાડેથી કપડાં લે. પહેરીને મૂછો ઉંચી ચડાવી આખા ગામમાં ફરવા નીકળે. એક આનો ચાહ, પાણી ને પાનપટીમાં વપરાય.

એ મિયા ઉજળાંબાસ્તા જેવાં કપડાં પહેરી બહાર ફરવા નીકળે ત્યારે જાણે કોઈ ગામનો નવાબજાદો આવ્યો હોય એવો એનો રૂવાબ પડતો. મિયાને બનાવવા ઘણા લોકો મશ્કરીમાં તેને સલામ કરતા. મિયા વાંકી ડોકી રાખી નવાબજાદાને છાજે એવી ઢબે સલામ ઝીલતો. એની દુનિયા સુખી હતી.

રાત પડે એટલે રખડી રઝળીને મિયા મસીદના ઓટલે સુઇ રહેતો. પછી સવાર પડે એટલે જાય લાકડાં કાપવા.

(૨)

એવી રીતે એક દિવસ મિયા ગીરના જંગલમાં લાકડા કાપવા ગયો. ત્યાં એક ચમત્કાર બન્યો. જંગલમાં ગીચ ઝાડીવાળા એક ભાગમાં એક નાનકડી તળાવડી હતી. તળાવડીને કાંઠે એક વિશાળ ઝાડ હતું. ઝાડના થડ ઉપર એક સાચાં મોતીનો નવલખો હાર લટકતો હતો!

મિયાએ તે લીધો. લઇને વિચાર કર્યો કે આ હાર કોનો હશે?

મિયા ખીસ્સે ખાલી હતો પણ દિલનો દિલાવર હતો. પારકી મતા પચાવી પાડે એવો એનો સ્વભાવ નહોતો. હારના માલીકને માટે તેણે તપાસ કરવા માંડી.

તપાસ કરતાં જણાયું કે કાઠીયાવાડનો જગપ્રસિદ્ધ લાખો વણજારો પોતાના રસાલા અને કુટુંબ સાથે ગઈ કાલ સુધી અહીં રહ્યો હતો. તેની દીકરીનો પડાવ એ તળાવડીના કાંઠે ઝાડ તળે હતો. તેનો એ હાર હશે. લાખા વણજારાનો પડાવ આજે જ ઉપડ્યો હતો. આઠ ગાઉ દૂર બીજા એક ગામની ભાગોળે લાખા વણજારાએ છાવણી નાખી હતી.

મિયા લાખા વણજારાના પડાવે ગયો. તેને મળ્યો. તેના હાથમાં મોતીનો હાર મૂકી દીધો. આ ગરિબ પણ ઈમાનદાર મિયાની પ્રમાણિકતા જોઈ લાખો વણજારો રાજીરાજી થઈ ગયો.

આજે સવારે વહેલા મળસ્કે લાખા વણજારાની એકપુરી પુત્રી લીલુ તળાવડીમાં ન્હાવા ઉતરી ત્યારે પોતાનો નવલખો મોતીનો હાર

ઝાડને થડીએ ભેરવ્યો હતો. પછી ઉપડવાની ધમાલમાં તે હારની વાત ભૂલી ગઈ. પાછળથી ખબર પડી, પણ હવે હાર શાનો રહે, એમ ધારી લાખા વણજારાએ હારની તપાસ ન કરી. એની દોલતનો સુમાર નહોતો. એવા એક હારની તેને દરકાર નહોતી.

મિયાની ઈમાનદારીથી બહુ રાજી બની જઇ લાખાએ એ હાર મિયાના હાથમાં પાછો મૂકયો. મિયાને તે કહે,-"મિયા ! તું સાચો ઈમાનદાર છે. તારી પ્રમાણિકતાથી હું બહુ જ રાજી થયો છું. જા, આ હાર તને બક્ષિસ આપું છું."

મિયાની ગભરામણનો પાર ન રહ્યો. નવ લાખ રૂપીયાનો મોતીનો હાર ! મિયા કયાં રાખે ? મસીદને ઓટલે સુએ ત્યાં હારને શું કરે ? અને લાકડાં કાપવા જંગલમાં જાય ત્યાં હાર કયાં લટકાવે ? બારવટીઆ ઠાર ન કરી નાખે ? અને વેચવા જાય તો ? આવો હાર સાચેસાચ મિયાને બક્ષિસ મળ્યો એમ કોણ માને ? ચોકખો કેદમાં જવાનો સોદો થાય.

અને ધારો કે રૂપીયા મળે, તો પણ તેને શું કરવાના ? મિયા ચાર આનામાં તો ચાર મુલકના નવાબ જેટલો રોફ મારી શકતા હતા. તે સુખી હતા. તેમની દુનિયા સુખી હતી. ના રે ભાઈ ! એ જંજાળ શું કરવા જોઈએ ?

મિયાએ હાર લાખાને પાછો આપ્યો.

લાખો કહે,—"મિયા ! લાખો વણજારો કોણ, એની કાંઈ કલ્પના છે ? કોઈ દિવસ એણે આપેલું દાન પાછું લીધું સાંભળ્યું છે ? હવે એ હાર પાછો લઉં તો મારી જનેતા લાજે. તું એને લઇ જા."

મિયા ફસાયો. તેણે બહુ વિચાર કર્યો કે આ હારનું કરવું શું ? આખરે એને એક વિચાર આવ્યો. તેણે લાખાને કહ્યું. "આ હાર તમે મારા વતી ભૂદુર્ગની બેગમને બક્ષિસ મોકલજો."

ભૂદુર્ગની બેગમ મુસલમાન હતી. જુવાન હતી. સ્વરૂપવાન હતી. કુંવારી હતી. દિલની ઉદાર હતી.

મિયાએ જાણ્યું કે એવી બેગમ હાર પહેરે તો શોભે. ભલે ને એ પહેરે ? મારે હાર શું કરવો છે ?

લાખાએ મિયાના કહેવા મુજબ કરવાનું વચન આપ્યું.

મિયા ત્યાંથી રસ્તે પડયો ને પોતાના ધંધે લાગ્યો.

( ૩ )

લાખાએ એક સાંઢણી સ્વારની સાથે વળાવા મોકલી પેલો હાર ભૂદુર્ગની બેગમને મોકલાવ્યો.

સાંઢણી સ્વારે થોડાક દિવસમાં ભૂદુર્ગના રાજ દરબારમાં બેગમની પાસે હાજર થઈ સલામ કરી પેલો નવલખો મોતીનો હાર આપ્યો.

બેગમની આંખો ખુશાલીની ચળકી રહી. તેનું મ્હોં હસુહસુ થઈ રહ્યું. એના આખા ખજાનામાં આવાં ઈંડાં ઈંડાં જેવડાં પાણીદાર મોતીનો હાર નહોતો. બેગમે હારને ગળામાં પહેર્યો. તે આકાશની અપ્સરાથી પણ વધારે રૂપાળી દેખાવા લાગી. આખો દરબાર આફ્રીન ! આફ્રીન ! પોકારી ઉઠયો.

બેગમ બોલી--"આ હાર કોણે મોકલાવ્યો છે ?"

સાંઢણી સ્વાર કહે,–"જૂનાગઢવાળા મિયા ઇટુખાંએ."

બેગમે સાંઢણી સ્વારને બક્ષિસ આપી વિદાય કર્યો.

દરબાર બરખાસ્ત થયો એટલે બેગમ જનાનખાનામાં ગઈ. તે વિચાર કરવા લાગી,–"અહોહો ! જેણે આવો નવલખો મોતીનો

હાર મને બક્ષિસ કર્યો એ મિયા તે કેવો દિલનો દિલાવર હશે? હું પણ શું કમ છું? મારાથી મિયાની ભેટ એમ ને એમ કેમ લેવાય? તેને પણ કાંઇક આપવું તો જોઈશે ને?"

બેગમે ખૂબ વિચાર કરી એક રસ્તો શોધી કાઢયો.

ખજાનામાંથી એક લાખ સોનૈયા મગાવ્યા. એક લાખ મગ દળના લાડવા બનાવ્યા. દરેક લાડવામાં અકેકી સોના મહોર સંતાડી એ લાડવા ગાડાંઓમાં ભર્યા. બેગમે ગાડાંવાળાઓને એ ગાડાં લઈ જઈને જુનાગઢવાળા મિયા ઈટુખાંને પહોંચાડવા હુકમ કર્યો.

( ૪ )

ભૂદુર્ગ અને જુનાગઢ વચ્ચે તો બહુ છેટું. આખરે ઘણે દિવસે જુનાગઢની ભાગોળે ગાડાં આવી પહોંચ્યાં.

ગાડાવાળાએ શહેરમાં ચારે બાજુ તપાસ કરી. મિયા ઇટુખાં કયાં રહે છે તેને માટે ઘણા જણને પૂછયું. પણ મિયાના કયાં રાજમહેલ જેવાં રહેઠાણ હતાં કે તે જડી આવે? મિયા કયાં રહેતા તે શું કરતા તેની બધાને કયાંથી ખબર?

ગાડાંવાળા તો રખડી રઝળીને થાકયા. આખરે ગામને બીજે છેડે એક પાનવાળાની દુકાન હતી તેને મિયા ઈટુખાં માટે પૂછયું. ઈટુખાં રોજ સાંજે એ પાનવાળાની દુકાને પાન ખાવા આવતો. પાનવાળાએ ગાડાવાળાઓને કહ્યું કે હમણાં જ મિયા આવશે. અહીં જ થોભો.

સાંજ પડી. મિયા ઇટુખાં જાણે કોઇ ગામનો નવાબ હોય એમ બનીઠનીને પાન ખાવા આવ્યો. ગાડાવાળાઓએ તેને ઝુકીને સલામ કરી. ભૂદુર્ગની બેગમનો કાગળ આપ્યો. લાડવા કયા મહેલમાં લઈ જઇને નાખીએ તેની આજ્ઞા માગી!

મિયા વિચાર કરવા લાગ્યો કે આ પાછી આફત વળગી! આટલા બધા લાડવાના ઢગલાને શું કરીશ? સુકી રોટી ને દુધની મજા ક્યાં ને આ લાડવાની મજા ક્યાં? એને મારે શું કરવા? ખાઉં તો પચે નહિ. રાખવાને જગા નહિ. ના કહું તો આબરૂ જાય છે.

આખરે બહુ વિચાર કરી મિયાએ ગાડાવાળાને કહ્યું કે, "જાઓ, આ લાડવા મારી વતી કચ્છના મહારાવને બક્ષિસ આપો!"

( ૫ )

મિયાએ બ્હારોબ્હાર બીજે ઠેકાણે બલા કાઢવાનો તાગડો રચ્યો. ગાડાંવાળા તો બિચારા ચિઠ્ઠીના ચાકર! તે તો ઉપડયા ને કેટલાક દિવસે કચ્છ ગયા. કચ્છના મહારાવને મિયાં ઇટુખાંની વતી મગદળના લાડવા બક્ષિસ કર્યા.

મહારવે દરબારમાં એક લાડવો ભંગાવ્યો. ખણણણ કરતી અંદરથી સોનામહોર નીકળી. બીજો લાડવો ભંગાવ્યો. બીજી મહોર નીકળી. ત્રીજો ભંગાવ્યો. ત્રીજી મહોર નીકળી. અને જેટલા લાડવા ભંગાવ્યા તેટલામાંથી સોનામહોરો જ નીકળી.

કચ્છનો મહારાવ આશ્ચર્યથી આભો બની ગયો. ઇટુખાં કોઇ જબરો સોદાગર અને કરોડાધિપતિ હશે એવી તેની ખાત્રી થઇ ગઇ. તે વગર કોઇ લાખ સોનામહોર લાડવામાં સંતાડીને બક્ષીસ કરે?

મહારાવે વિચાર કર્યો કે આપણે રાજા લોક! મિયાની ભેટ એમ ને એમ તો ન રખાય. તેમણે મિયા ઇટુખાંને કાંઇક સારી ભેટ મોકલવાનો વિચાર કર્યો.

મહારાવે પાણીપંથા એકસો કચ્છી ઘોડા મંગાવ્યા. તેના ઉપર ચામડાની નકસીવાળાં જીન નખાવ્યાં. ઉંમદા ચાંદીના કોતર-

કામવાળા ઘુઘરા તેમના પગે બંધાવ્યા. ઘોડાના વાળે વાળે મોતી પરોવરાવ્યાં. એ ઘોડા થોડાંક માણુસો સાથે પેલા ગાડાવાળાઓને સોંપ્યા. ને કહ્યું કે, "મિયા ઇટુખાંની ભેટનો મહારાવે ઉપકાર સાથે સ્વીકાર કર્યો છે એમ કહેજો અને આ એકસો ઘોડા એમને બક્ષિસ આપજો."

ગાડાંવાળાઓ ઘોડા લઈ પાછા જુનાગઢ આવ્યા. મિયાં ઈટુખાંને સાંજના મળ્યા. તેને એકસો ઘોડાની વાત કરી.

મિયા ચીડાયો. આ આખી દુનિયા બસ તેને જંપવા જ નહિ દે ? તેણે તરત જ ગાડાવાળાઓને હુકમ કર્યો કે આ ઘોડાઓ લઈ જઇ મારી વતી ભૂદુર્ગનાં બેગમ સાહિબાને બક્ષિસ કરજો.

( ૬ )

ગાડાવાળાઓ ઘોડા લઇને ભૂદુર્ગમાં આવ્યા. બેગમ સાહેબને ઘોડા આપ્યા.

બેગમની આંખ ઠરી ગઈ. એ તો કચ્છના પાણીપંથા ઘોડા ! થનગન થનગન નાચે. રવાલ ચાલ ચાલે. કોઈક કાળા તો કોઈક લાલ. કોઈક બદામી તો કોઇક રાખોડી. કોઇક કાબરા તો કોઈક દુધ જેવા ધોળા.

બેગમની આંખમાં હરખનાં આંસુ આવ્યાં. મિયાં ઈટુખાં કેવો દિલનો દિલાવર ! એના જેવા જબરા શાહ સોદાગર દુનિયામાં બીજે ક્યાં હશે ?

બેગમ રૂપરૂપનો ભંડાર હતી. જુવાન હતી. કુમારિકા હતી. લાયક ધણીની શોધમાં હતી. તેણે પ્રતિજ્ઞા કરી કે, "પરણું પરણું તો માત્ર મારા હૈયાના હાર મિયા ઇટુખાંને. બીજા બધા મારે મન ભાઇ બાપ !"

બેગમે મિયાં ઇટુખાંને એક કાગળ લખ્યો. તેમાં તેણે જણાવ્યું કે, "હું તમને જ પરણવાનો નિશ્ચય કરી ચુકી છું. હું તમને મળવા આવવા ઇચ્છું છું. ક્યારે આવું તેની આ ખેપીયા જોડે ખબર કહાવજો."

એમ લખી કાગળને એક સાંઢણી સવારને આપી જૂનાગઢમાં મિયા ઈટુખાં પાસે મોકલ્યો.

સાંઢણી તો ધમ ધમ ધમ ધમ ધમ કરતી પાણીના રેલાની જેમ રસ્તો કાપતી જૂનાગઢ આવી પહોંચી.

બહુ બહુ મુશીબતે મિયા ઈટુખાંની ભાળ મેળવી ભૂદુર્ગનાં બેગમનો કાગળ તેના હાથમાં અદબથી મૂકયો.

મિયાએ તો કદિ ય કાળા અક્ષરને કુટી મારેલા નહિ. મિયા તો અક્ષરનો કટ્ટો શત્રુ ! એને વાંચતાં કયાંથી આવડે ?

મિયાએ પાનવાળાને પેલો કાગળ વંચાવવા આપ્યો. તેણે કાગળ વાંચી બતાવ્યો. મિયાનું મ્હોં લેવાઇ ગયું. બેગમ જો જાતે અહીં આવી તો તો બધું પોગળ પુટી જાય. મિયા કોણ હતા, એ જાહેર થઇ જાય. પછી મિયાની તો રેવડી દાણાદાણ થઈ જાય !

મિયાએ પાનવાળા પાસે બેગમને કાગળ લખાવ્યો કે, "હાલ તરત મારે જરૂરના કામે પરદેશ જવાનું છે. માટે તમે થોડાક મહિના સબુર કરો. વખત આવશે એટલે હું તમને લખીશ."

ખેપીયો કાગળ લઈને ચાલ્યો ગયો.

મિયા વિચારમાં પડયો. આ સંઘ કેમ કાશીએ જશે ? બેગમ હમણાં નહિ તો મહિને બે મહિને ફરીથી ખેપીયો મોકલશે. એ તો સ્ત્રીની જાત ! હઠે ચડે તો જાતે પણ આવી ચડે ! પછી કરવું શું ? તે વખતે ઇજ્જતના કાંકરા થઈ જવાના એ ચોકસ વાત હતી. એના કરતાં તો મોત ભલું !

મિયાએ નક્કી કર્યું કે, બસ ગમે તે થાય પણ મરી જવું!

મિયા મરવાને નીકળ્યો. વિચાર કરવા લાગ્યો કે ક્યાં જઈને મરૂં? ગીરનારની ટોચે જઈને પડતું મૂકું કે ગીરના જંગલમાં જઈ સિંહની બોડમાં સુઉં? શું કરીને મરૂં? કુવો હવાડો કરૂં? નદીમાં પડતું મૂકું? કે તળાવમાં પડીને પ્રાણ આપું?

બહુ બહુ વિચાર કરી મિયાએ નક્કી કર્યું કે મરવું તો ખરૂં, પણ ગામમાં તો નહિ જ. લોકોમાં બદનામી થાય એ ઠીક નહિ. ખૂબ દુર જંગલમાં જવું. ત્યાં એકાદ સારી તળાવડી જોઈ તેમાં ડુબી મરવું. પછી દેખવું ય નહિ અને દાઝવું ય નહિ. કોઈ જાણે પણ નહિ.

બપોરનો વખત થયો એટલે મિયા ગામ બહાર નીકળી પડ્યો. ગયો, ગયો, તે ખૂબ દૂર આઘે ગીચ ઝાડીમાં આવી પહોંચ્યો.

એક સુંદર તળાવ હતું. ચારે બાજુ ઝાડી અને વચમાં રૂપાળું તળાવ. ઝાડપર રાયણાં ને જાંબુનાં પાકાં ફળ લચી રહેલાં. મિયાના મનમાં કે મરવું છે તો ભલે. પણ આ રૂપાળાં જાંબુ ને કરમદાં ને રાયણાં ખાઈને ન મરીએ?

મિયાં મંડ્યો ફળ વીણવા. એમ કરતાં સાંજ પડી ગઈ. આકાશમાં ચાંદો ચમકવા લાગ્યો. ચારે બાજુ ઘોર શાંતિ ફેલાઈ ગઈ. વાઘના સીસકારા સંભળાવા લાગ્યા. સિંહ ગર્જના કરવા લાગ્યા. તમરાં તમતમવા લાગ્યાં. ઘુવડ અને ચીબરી બીહામણી ચીસો પાડવા લાગ્યાં. વનવાઘળાં આમ તેમ પાંખો ફફડાવી ઉડવા લાગ્યાં.

પણ મિયાના હૈયામાં જરાકે બીક નહોતી. મરવા તૈયાર થનારને ડર શાનો?

મિયા તળાવની પાળે પાણી પી વિચારમાં બેઠો હતો, ત્યાં ઉપર આકાશમાંથી એક તારાના તેજનાં કિરણો સીધાં તળાવમાં પડવા લાગ્યાં. થોડીક વારમાં એ કિરણો ઉપર થઇને સ્વર્ગ લોકની બાર પરીઓ તળાવની પાળ ઉપર આવી.

મિયા ત્યાંથી ભાગ્યો ને એક ઝાડની પાછળ જઇને સંતાયો.

થોડીક વારમાં એ પરીઓની રાણી પેલા કિરણની મારફત તળાવની પાળે ઉતરી. તેરે પરીઓ તળાવની પાળે ગીતો ગાવા લાગી, અને અનેક પ્રકારના નાચ કરવા લાગી. મિયા તો આ પરસ્તાનથી ખુશ ખુશ થઇ ગયો. તે તો ઝાડની પાછળ સંતાઇને આ બધું જોઈ જ રહ્યો.

મધરાત વીતી ગઇ. પરીઓની રાણીએ પોતાની સાહેલીઓને કહ્યું કે, ચાલો હવે નાહીએ.

તેરે પરીઓએ પોતાનાં વસ્ત્રો કાઢી તળાવની પાળે મૂકયાં. તળાવમાં ન્હાવા પડી.

મધરાતનો વખત, તળાવનાં કંચન સરખાં નિર્મળ પાણી અને આકાશની પરીઓ. પછી ગમતમાં શું બાકી રહે ? પાણીમાં તરતી જાય, એક બીજી ઉપર પાણીની છાલકો ઉડાડતી જાય, ગાતી જાય, અને ગમત કરતી જાય.

મિયા ઝાડની પાછળથી બહાર નીકળ્યો. ધીમે રહીને પરીઓની રાણીનાં વસ્ત્રો લઈ લીધાં. તેની પોટલી વાળી પાછો ઝાડની પાછળ જઈને ભરાઈ ગયો. મિયાનો ઇરાદો એવો હતો કે પરીઓની રાણી બહાર નીકળશે એટલે એને કપડાં આપી દઈશ. તે ગુસ્સે થઈ મને શાપ આપશે એટલે અહીં જ બળી ભસ્મ થઇ જઈશ. બસ, પછી ડુબવાની પણ તકલીફ નહિ પડે ને, મરી જવાને પણ મહેનત કરવી નહિ પડે.



મિયા ઈટુખાં

તેરે પરીઓ તળાવની પાળે ગીતો ગાવા લાગી અને અનેક પ્રકારના નાચ કરવા લાગી. [ પાન ૩૪ ]

પરીઓ ખુબ વાર સુધી નાહી. સવારનો વખત થવા આવ્યો. તેઓ વ્હેલી વ્હેલી બહાર નીકળી. બારે પરીઓએ પોતાનાં કપડાં પહેરી લીધાં. પરીઓની રાણી પોતાનાં કપડાં ખોળવા લાગી. ચારે બાજુ જોયું પણ કપડાં ન જડયાં.

રાણી તો રડવા લાગી. બિચારી ગાભરી બનીને ચારે બાજુ જુએ ને રડે. સવાર પહેલાં જો સ્વર્ગમાં ન જતી રહે તો પછી દિવસે આકાશમાં જવાય નહિ. આખો દિવસ ત્યાં જ રહેવું પડે.

મિયાએ જાણ્યું કે હવે મારો લાગ આવ્યો. તે બહાર આવ્યો અને પેલી પોટલી પરીની રાણીના પગ આગળ મૂકી.

રાણી ગુસ્સે થઇને બોલી,–"આ પોટલી કોણે લીધી હતી?"

મિયા બોલ્યો,–"મેં."

રાણી,–"કેમ ? મોત માગે છે ?"

મિયા જરાકે ગભરાયા વગર બોલ્યો,–"હા, મોત માગું છું!"

આ મિયાનો રૂવાબ, એની બાદશાહી બેફિકરાઇ, અને એની બોલવાની છટા જોઇ પરીની રાણી ખુશ થઇ ગઈ. તેનો રોષ ઉતરી ગયો. પોતાનાં કપડાં પહેરી લઇ તે હસીને બોલી,–" મિયા ! ભેજામાં કાંઇ ફાટ પડી છે ? "

મિયા કહે,–" બિલકુલ નહિ. તમે મને શાપ દઇને બાળી નાખો. મારે મરી જવું છે. "

રાણીને ખુબ ગમત પડી. તે હસીને કહે,–" મિયા ! જે જોઇએ તે માગ. હું તારી ઉપર પ્રસન્ન છું. "

મિયા ગભરાયો. આ વળી નવી આફત ! બસ, બધાં આપ આપ કરે છે. મરવા આવ્યો તો અહીં પણ માગ ! માગ ! માગ !

મિયાના મનમાં કે પરીને હજુ ખૂબ ગુસ્સે કરૂં. પછી મને શાપ દઇને બાળી નાખશે.

મિયાએ કહ્યું,–" રાણીજી ! રીઝયાં હો તો તમારી બારે સાહેલીઓ સાથે એક વર્ષ મારી બીબીઓ બનીને રહો ! "

પરીની રાણી ને તેની સાહેલીઓ ઝંખવાણી પડી ગઈ. હવે કેમ કરવું ?

રાણી મિયાને કહે,–" બીજું જે જોઇએ તે માગો. આ હઠ છોડી દો. "

મિયા સમજ્યો કે હવે શાપ દેશે ખરી. એ તો તડુકીને બોલ્યો,–" મેં તો માંગ્યું તે માગ્યું. જોઇએ તો વચન પાળો. જોઇએ તો શાપ દઈને બાળી નાખો. "

પરીની રાણીનું વચન કદિ મિથ્યા થાય ? રાણીએ મિયાને કહ્યું,–" મિયા ! આંખ મીંચી દો. "

મિયાએ આંખ મીંચી દીધી. પરીની રાણીએ ત્રણ તાળી પાડી.

મિયાને આંખ ઉઘાડવાનું કહ્યું. મિયાએ આંખ ઉઘાડી. જુએ છે તો તેની આંખો અંજાઇ જાય.

જંગલમાં મંગળ થઇ ગયું હતું. સોનાનો અર્ધા ગાઉનો ફરતો મહેલ. તેના વાડાને રૂપાના સળીયા. દરવાજે સાચાં મોતીનાં તોરણ. હીરાના હાર ને પરવાળાની સેરોના બધી બારીઓએ પડદા લટકે. બાગમાં અપ્સરાઓ સરખી આરસની પૂતળીઓના મ્હોંમાંથી અત્તરના પુવારાની સેરો ઉડે. ગુલાબજળ ને કેવડાના જળનાં ઝરણાં આખા બાગમાં ચારે બાજુ મ્હેંક મ્હેંક થાય. આખો બગીચો ફળ પુલથી ભરેલો. હોજમાં સોનેરી ને રૂપેરી જાત જાતની માછલીઓ રમતી રમતી હરફર કરે.

પરીની રાણી મિયાનો હાથ પકડી તેને મહેલમાં લઈ ગઈ. સાતમે માળે સોનાનો છત્રપલંગ. હીરાની જડેલી હીંડોળાખાટ.

મિયાને પરીની રાણીએ હીંડોળાખાટ ઉપર બેસાડયો. પોતે પાસે બેઠી. તેની બારે સાહેલીઓ મિયાની ખાતર બરદાસ કરવા લાગી.

કોઇ મિયાને માટે પાન બનાવતી. કોઇ મિયાના પગ દાબતી. કોઈ મિયાના વાળ હોળતી. કોઇ મિયાને હીંડોળા ખાટે ઝુલાવતી. કોઈ મોરપીંછના પંખાવતી વાયુ ઢોળતી. કોઇ મિયાને શરબત પાતી. કોઇ મિયાને માટે કેસર નાખેલાં દુધ તૈયાર કરતી. વળી કોઈ મિયાને પોખરાજ ને નીલમ જડેલા હુકકાની નળી આપતી.

મિયા તો ધરતી ઉપર સ્વર્ગનું સુખ ભોગવવા લાગ્યો. સ્વર્ગની એક નહિ પણ તેર તેર પરીઓ તેની સાથે અમન ચમન કરવા લાગી. મિયા ઇટુખાંનું નશિબ ફાટી જ ગયું !

(૭)

એમ કરતાં ઇટુખાંને બે ચાર મહિના થઇ ગયા. મિયાની સાહેબીનો તો હવે પાર રહ્યો નહોતો. તેને વિચાર આવ્યો કે હવે ભૂદુર્ગની બેગમ અહીં આવીને ભલે ને મારો રૂઆબ જોઇ લે !

તેણે પરીઓને વાત કરી. તે જગાની એંધાણી આપી. પરીઓએ એક ખેપીયાની મારફત ભૂદુર્ગની બેગમને મિયાનો લખાવેલો એક કાગળ મોકલ્યો, અને બેગમને તે ઠેકાણે મળવા આવવું હોય તો આવવા લખ્યું.

બેગમને મિયાનો કાગળ મળ્યો એટલે તેના હરખનો પાર ન રહ્યો. કયારે જાઉં અને મિયાને મળું એની જ ચટપટી તેને લાગી રહી. પાલખી કે માફામાં જવાને બદલે બેગમ ઘોડેસ્વાર થઇ પોતાની સાથે થોડાક અંગરક્ષકોને લઇને જૂનાગઢ બાજુ ચાલી નીકળી.

થોડાક દીવસમાં બેગમનો રસાલો જુનાગઢ નજીકના જંગલ આગળ આવી પહોંચ્યો. જ્યાં બેગમ જંગલમાં પેઠી અને પેલો

પરીઓનો મહેલ દૂરથી જોયો કે તેની આંખો ભારે ચળકાટથી અંજાઈને મીંચાઇ જવા લાગી. જેમ તેમ કરી બેગમ મહેલની નજીક ગઈ. દરવાજા ઉપર મિયા ઇટુખાંની ચીઠ્ઠી બતાવી અંદર પેઠી. પોતાનાં માણસોને બહાર ઉભાં રાખ્યાં. અંદર બગીચામાં આસમાનની અપ્સરા જેવી રૂપસુંદરીઓ પુલ વીણી રહી હતી.

બેગમ બિચારી તેમના રૂપની આગળ ઝંખવાણી પડી ગઈ. એ એમ જ સમજી કે આ મિયા ઇટુખાંની બેગમો હશે. બેગમ તેમની નજીક જઇને પૂછે,–"બ્હેન ! આમાંથી મિયા ઈટુખાંની ઓરત કોણ ?"

પેલી પુલ વીણનારીઓ ચીડાઈને કહે,–" ચૂપ ! ચૂપ ! એવું બોલશો માં ! અમે તો મિયાની બેગમોની દાસીની પણ દાસીઓ છીએ. અમારે તો મિયાને માટે પુલ વીણીને એકઠાં કરવાનું કામ કરવાનું છે !"

બેગમે દાંત વચ્ચે જીભ કચરી. ઓહોહોહો ! શું મિયાનો રૂવાબ ! શી મિયાની સાહેબી ! શું મિયાની દોલત ! ધન્ય છે મિયા ઈટુખાંને !

બેગમ તો આગળ ચાલી. જાતજાતના રસ્તા ઉપર થઈ બેગમ અંદર પેઠી.

પહેલા માળ ઉપર કેટલીક રૂપાળી સ્ત્રીઓ ઘર સાફસુફ કરતી હતી.

બેગમના મનમાં આવ્યું કે નક્કી મિયાની બીબીઓ આ જ હશે.

બેગમે તેમની પાસે જઇને પૂછ્યું,–"બ્હેનો ! તમારામાંથી મિયા ઇટુખાંની બીબી કોણ છે ?"

પેલી સ્ત્રીઓ કહે,—"એવું બોલશો નહીં. કોઈ સાંભળી જશે તો આપદા થશે. અમે તો મિયા ઇટુખાંની વડી દાસીના તાબામાં કામ કરનારી દાસીઓ છીએ. જાઓ ઉપર. ત્યાં મિયા ઈટુખાં સાતમે માળે પોતાની તેર રાણીઓની સાથે બેઠા છે."

બેગમ ઝંખવાણી પડી. તેમની માફી માગી સાતમે માળે ગઈ. ત્યાં ઈંદ્રની અપ્સરાને પણ આંટી ખવડાવે એવા અદ્ભુત રૂપ વાળી એક સ્ત્રી મોતીનાં તોરણને સમાં કરતી હતી.

બેગમ સમજી કે જરૂર આ મિયાની બીબી હશે. તે તેની પાસે ગઈ. તેને પૂછે,—"બ્હેન! મિયા ઇટુખાંનાં બીબી તમે જ ને?"

પેલી સ્હેજ ગુસ્સે થઇ. પણ હસીને બોલી,—"ફરીથી એવું બોલશો માં. હું તો મિયા ઇટુખાંની તાબેદાર બાંદી છું. મિયાની બેગમો તો અંદર મિયાની પાસે છે."

એમ કહી તે દાસી પોતાના કામે વળગી.

હવે બેગમનો પગ આગળ ન ઉપડયો. તે મનમાં વિચાર કરવા લાગી,—"આ મિયાને મારાથી પણ વધારે રૂપવાન તો નોકરડીઓ છે. એની બીબીઓ તો કોણ જાણે કેવી ય રૂપવાન હશે! એવી જગાએ મારા શા આશરા! કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી?"

એમ વિચારી બેગમે ત્યાંથી જ પાછાં જતા રહેવાનો વિચાર કર્યો.

પણ વળી વિચાર આવ્યો કે હવે જવું છે ત્યારે જરાક મિયાનાં દેદાર તો જોતી જાઉં?

બેગમ જરાક આગળ વધી. બહારની જાળીના પડદામાંથી અંદર ચીમાઈને નજર કરી.

કીચડુક ! કીચડુક ! કીચડુક ! હિંડોળાખાટ લ્હેરથી ઝુલી રહી છે. પરીઓની રાણી અને તેની સાહેલીઓ મિયા ઇટુખાંની ખાતર બરદાસ કરી રહી છે.

બેગમનું મ્હોં લેવાઇ ગયું. તેની આંખમાં આંસુ આવ્યાં. દુઃખ અને નિરાશાથી તેના હૈયામાં ચીરાડો પડયો. તે બિચારી મહેલમાંથી જેવી આવી હતી તેવી જ પાછી બહાર નીકળી. ઉંડો નિસાસો નાખી પોતાના રસાલા સાથે ભૂદર્ગ પાછી ગઇ.

(૮)

મિયા ઈટુખાંને પરીઓના મહેલમાં વસ્યાને એક વરસમાં બરાબર એક દિવસ બાકી રહ્યો. પરીઓની રાણીએ પોતાની સાહેલીઓને સુચના આપી દીધી કે કાલે રાતના બાર વાગે, એટલે આપણે સ્વર્ગમાં જતાં રહેવાનું છે. મિયા પણ સમજયો કે આપણી સાહેબીના દહાડા પુરા થઇ ગયા. પાછા મિયા ઈટુખાં લક્કડફોડ બની જવાના !

બીજા દિવસની રાત પડી. પરીઓની રાણીએ અને તેની સાહેલીઓએ મિયાની ખુબ ખુબ ખાતર બરદાસ ઉઠાવવા માંડી. રાતના બાર વાગવાનો વખત થયો. પરીઓની રાણીએ મિયાને પોતાના હાથે ઉંચી જાતના શરબતનો પ્યાલો ભરીને પાયો. મિયા હીંડોળાખાટ ઉપર ઘેન ચડવાથી ઉંઘી ગયો.

રાતના બાર વાગ્યા એટલે તરત જ પરીઓની રાણી પોતાની સાહેલીઓ સાથે સ્વર્ગમાં જતી રહી.

મિયા તો ઉંઘ્યો ઉંઘ્યો ઉંઘ્યો, તે સારી રાત ઉંઘ્યો. બીજા દિવસની સવાર પડી ગઈ. આઠ થયા, નવ થયા, દશ વાગ્યા ને અગીઆર પણ થઈ ગયા. મિયાની ઉંઘ ઉડે જ નહિ.

ઉંઘમાં મિયાને ખુબ ફક્કડ સ્વપ્ન આવ્યું હતું. જાણે પરી-ઓની રાણી તેને લઈને ઇંદ્રના દરબારમાં ગઈ હતી. ત્યાં મિયાને ઇંદ્ર રાજાએ આવકાર આપી સુંદર સુખાસન ઉપર બેસાડયો. પછી મિયાને ઇંદ્રની અપ્સરાઓ એક પછી એક આવીને અમૃતના પ્યાલા પાઇ જવા લાગી. 'હવે બસ! માફ કરો,' એમ મિયા બોલતા જાય ને અમૃત પીતા જાય. પછી તો જાણે મિયા થાકયો. 'હવે તો નથી પીવું' એમ કહી તેણે જોરથી હાથ લાંબો કર્યો.

પણ મિયાના હાથે ઉઝરડા પડયા! ઝાડના થડને મિયાનો હાથ ભટકાયો. મિયા જાગી ઉઠયો. જુએ છે તો પેલા જ જંગલની તળાવડીના કાંઠે એક જૂના ખખ ઝાડના છાંયડે પોતાની સ્વારી પડેલી! પરીઓની રાણી પણ ન મળે ને મહેલ પણ ન મળે!

મિયાએ ઉઠીને તળાવના પાણીમાં હાથ મ્હોં ધોયાં. ઠંડું પાણી પીધું. પેટમાં કકડીને ભૂખ લાગેલી. પણ મિયા ખાય શું?

આખરે એણે લાકડાનો ભારો બાંધ્યો. મહા મહેનતે શહેરમાં આવીને તે વેચી નાખ્યો. જેમ તેમ કરી મિયા પોતાનું ગુજરાન કરવા લાગ્યો.

પણ કયાં પરીઓની રાણી સાથે રંગમહેલમાંનો એશ આરામ અને કયાં બે આનાની સુકી રોટી ને છાશ ખાઈ મફતનું મસીદના ઓટલે સુવાનું! મિયાએ લ્હેર ભોગવેલી એટલે હવે એના હાડકાં હરામ થઈ ગયાં હતાં. એને લાગ્યું કે હવે આપણાથી આ ધંધો નહિ થઇ શકે.

(૯)

મિયાએ જૂનાગઢ છોડયું.

કેટલેક દિવસે મિયા ભૂદુર્ગ જઈ પહોંચ્યો.

ભૂદુર્ગના કિલ્લા બંધ હતા. તેની બહાર અનેક દેશના રાજાઓ પોતાનાં જંગી લશ્કરો સાથે કિલ્લાને ઘેરો નાખીને પડયાં હતાં.

વાત એમ હતી કે ભૂદુર્ગની બેગમનું રાજ્ય બહુ મોટું હતું. તેની આવક પણ બહુ સરસ હતી. એટલે બેગમને જે રાજા પરણે તેનાં નશિબ જ ઉઘડી જાય એમ હતું. બેગમને પરણવાની આશામાં રાજાઓએ બહુ રાહ જોઇ હતી

પણ બેગમે તો મિયા ઈટુખાંની સાથે શાદી કરવાનું નક્કી કરેલું હતું. એટલે તેણે કોઈ રાજાને દાદ નહોતી દીધી.

રાજાઓ આથી ચીડાયા. તેમણે બેગમની જોડે લડાઇ કરી તેને વશ કરી લગ્ન કરવાની ફરજ પાડવાનો ઠરાવ કર્યો હતો.

આ કારણથી ઘણા ઘણા રાજાઓ પોતાના લશ્કર સાથે પડાવ નાખી ત્યાં પડયા હતા. પણ ભૂદુર્ગનો કિલ્લો એવો મજબુત હતો કે એ બધા રાજાઓનાં સામટાં લશ્કરો સામે પણ તે આબાદ ટકી રહ્યો હતો.

એમાંના એક રાજાની છાવણીમાં મિયા ઈટુખાં ગયો.

રાજાને કહે,—" ખુદાવિંદ, મને નોકરીમાં રાખો."

રાજા કહે, ભલે. લશ્કરનાં કામ ! મિયાના બાપદાદા કયારે લડવા ગયેલા ? મિયાને છેવટે ઘોડાની લાદ ઉપાડવાનું અને લશ્કરમાં વાસીદું વાળવાનું કામ સોંપવામાં આવ્યું.

મિયાને લાકડાં ફાડવાના કરતાં આ જરા સહેલા કામમાં મઝા પડી.

એમ કરતાં એક માસ વીત્યો. બે ને ત્રણ મહીના વીત્યા. ચાર પાંચ છ ને મહીનાનાં વ્હાણાં વાયાં, પણ ભૂદુર્ગનો કિલ્લો સર થાય નહિ.

રાજાઓ ખૂબ અકળાયા. હવે કરવું શું ?

તેમણે સભા ભરી. દરેક જણ જાતજાતના અભિપ્રાય આપવા લાગ્યા.

મિયા ઇટુખાં એક ખુણામાં ઉભો હતો, તે ધીમે રહીને બહાર આવ્યો.

આખી સભાની વચમાં ઉભા રહીને મિયા બોલ્યોઃ—" મને હુકમ કરો તો હમણાં જ કિલ્લો ઉઘડાવું, અને તમારા બધાના દેખતાં ભૂદુર્ગની બેગમને સાત ખાસડાં મારૂં ! "

મિયાની આવી પતરાજી સાંભળી બધા રાજાઓ ખડખડ હસવા લાગ્યા.

જે રાજાની નોકરીમાં મિયા ઇટુખાં હતો તેને એવી ઝાંઝ ચડી કે ઉઠીને મિયાને પકડીને સાત તમાચા ચોંડી દીધા. તેને કહ્યું: "ગદ્ધા ! બધા સારા માણસમાં આવું બોલતાં શરમ નથી આવતી ?"

મિયા ગાલ પંપાળતો કહે,–" જુઓ, હું કહું છું તે કરી બતાવું છું કે નહિ ?"

રાજા ફરીથી એને મારવા જતો હતો. એટલામાં એક મશ્કરો રાજા હતો તેને ટીખળ કરવાનું સુઝ્યું. મશ્કરીને ખાતર તેણે પેલા રાજાને સમજાવ્યો અને ઇટુખાંને જવા દેવાની રજા અપાવી.

ઇટુખાં કહે,–" મને રાજાના જેવો ઉમદા પોશાક આપો. ચોવીસ ઘોડેસ્વાર આગળ અને ચોવીસ ઘોડેસ્વાર પાછળ, એમ અડતાળીસ ઘોડેસ્વાર આપો. ઉમદા સાજ નાખેલો એક ઉંચી તોખમનો ઘોડો સ્વારી કરવા આપો."

ગમત કરવાના ઇરાદાથી ઈટુખાંની માગણી કબુલ રાખવામાં આવી.

મિયા જાણે કોઇ મુલકનો રાજા હોય એમ રૂવાબથી ઘોડે-સ્વાર બન્યો. સિપાઇઓ નેકી પોકારતા આગળ વધ્યા.

જ્યાં સવારી દરવાજે આવી કે દરવાને અંદરથી પૂછ્યું–" કોણ છે ? "

ઇટુખાં કહે,–" જા, જઇને બેગમને કહે કે મિયા ઇટુખાં તમને મળવા બોલાવે છે. "

દરવાને જઈ બેગમને વરદી આપી.

ઇટુખાંનું નામ સાંભળતાં જ બેગમ ખુશાલીમાં આવી ગઈ. તરત જ તે આગળ પાછળનો વિચાર કર્યા વગર દરવાજાની બહાર આવી. આવતાં જ મિયા ઇટુખાંને જોઇને ભેટી પડી.

મિયાભાઇનો મિજાજનો પારો આજ તો સાતમા આસમાને ચડયો હતો. પોતાના પગમાંથી જોડો કાઢી સાત વાર બેગમના માથામાં માર્યો ! બહારના રાજાઓએ દાંતમાં આંગળાં પકડયાં.

બેગમ તો કાંઈ બોલી પણ નહિ ને ચાલી પણ નહિ. તે તો મિયાં ઇટુખાંનાં હસી હસીને ઓવારણાં લેવા લાગી.

તે એમ સમજેલી કે મિયાને ત્યાં હું મળવા ગઇ પણ મળ્યા વગર પાછી આવી તેથી મિયા ગુસ્સે થયા હશે. હોય. ગુસ્સામાં સાત ખાસડાં માર્યાં તેમાં શું બગડી ગયું ?

પણ મિયા હતો ચાલાક. એ સમજી ગયો કે હવે કટોકટીનો મામલો છે. તેણે બેગમને ઈશારત કરી કિલ્લામાં જઈ દરવાજો બંધ કરી દેવા કહ્યું.

બેગમ અને ઇટુખાં દરવાજાની અંદર પેઠાં કે તરત જ દરવાજા બંધ કરી દેવામાં આવ્યા.



મિયા ઇદ્રુખાં

પોતાના પગમાંથી જોડો કાઢી સાત વાર બેગમના માથામાં માર્યો. [પન ૪૪]

શ્રી સયાજીવિજય પ્રેસ–વડોદરા



ગરીબમાંથી અમીર

શેઠજી સાહેબ..........મને આટલો
ઉંદરડો ઉછીનો આપો. [ પાન ૪૭ ]

શ્રી સયાજીવિજય પ્રેસ–વડોદરા

બહાર બધા રાજાઓ ડાચાં વકાસીને જોઇ જ રહ્યા. ઈટુખાં એ ખરી રીતે રાજાઓનું બળ કેટલું હતું અને કયાં કયાં તોપનો મારો ચલાવીએ તો દુશ્મનોને જીતી શકાય એ બધી બાતમી બેગમને આપી. ઈટુખાંની સરદારી નીચે બેગમના લશ્કરના સેનાપતિએ દુશ્મન રાજાઓ પર જોરથી તોપોનો મારો શરૂ કર્યો. દુશ્મનોનાં પુષ્કળ માણસો મરી ગયાં. બધા રાજાઓ તેમનાં લશ્કર સાથે હાલહવાલ દશામાં ત્યાંથી નાસી છુટયા.

ઇટુખાંએ ખરેખરી ધાડ મારી હતી. બેગમની ખુશાલીનો પાર નહોતો.

બેગમે છેવટે મ્હોંએ ચડીને શરમાતાં શરમાતાં મિયા ઈટુખાંની સાથે શાદી કરવાની માગણી કરી.

મિયા બોલ્યા,–"હું મારા વતન જઈ આવું. તૈયારી કરી જાન લઇને આવીશ. મારા લાયકનું સાજન લઇ આવ્યા સિવાય મારાથી લગ્ન થઇ નહિ શકે."

મિયા તો ખાલી લુખો દમ મારતો હતો. પણ બેગમના પેટમાં તેલ રેડાયું. તે સમજી કે મિયા માંડમાંડ હાથ લાગ્યા છે. પાછા એમના મહેલમાં જશે તો આવશે જ નહિ! તે બિચારી મિયાને પગે પડી. મિયાને કહે,–"મિયા! મારૂં રાજ નાનું સુનું નથી. મારે તમારી દોલત નથી જોઈતી. તમે મારી સાથે શાદી કરો એટલે આ આખા રાજના માલિક તમે જ છો. હું તો તમારી તાબેદાર બાંદી છું."

મિયાએ થોડી વાર ભાવ ખાધો. પછી હા પાડી.

પછી તો તેઓની શાદી ભારે ધામધુમથી થઈ ગઈ અને મિયા ઈટુખાં ભૂદુર્ગના નવાબ બની ગયા!



# ગરીબમાંથી અમીર

**મો**ટું એવું એક શહેર. તેમાં ધર્મપાળ નામનો એક વેપારી વેપાર કરતો હતો. જુવાન ઉમરમાં મરણ પામ્યો. વેપાર બધો ખોરવાઇ ગયો. એની વિધવા બૈરી અને એકપુરો નાનકડો દીકરો દોહ્યલા દહાડા કાઢવા લાગ્યાં.

બાઇએ મહા મહા મહેનતે પોતાનું ગુજરાન ચલાવવા માંડયું. પેટે પાટા બાંધીને પણ છોકરાને હેતથી ઉછેરવા લાગી.

છોકરો ભણીગણીને હોંશીયાર થયો.

એક વાર છોકરો સુતો હતો. મા એને પંખો નાંખતી હતી. એટલામાં છોકરાના ગાલ પર પાણીનાં ટીપાં પડવા લાગ્યાં. જુએ તો માને રડતી દીઠી.

છોકરો પૂછેઃ "મા, મા, તું કેમ રડે છે ?"

મા રડતી રડતી કહે,—"બેટા, તું મોટો થયો છે. તું હોંશીઆર છે. પણ તું વેપાર શી રીતે કરીશ ? મારી પાસે કશુંએ ધન નથી. તને શું આપું ? તારા બાપ તો જુવાનીમાં મરણ પામ્યા. હવે આપણને પૈસા કોણ ધીરે ?"

છોકરો કહે,–"મા, મુંઝાઈશ નહિ. હું બહાર જાઉં છું. કાંઈ પણ રસ્તો ખોળી કાઢું છું."

માના વારવા છતાં છોકરો બહાર ગયો. બજારમાં જઈને તપાસ કરી. ખબર મળી કે આ ગામના નગરશેઠનું નામ વિસક્ષિલા છે. તે બહુ દયાળુ છે.

છોકરો તરત ઉપડયો નગરશેઠની પેઢીએ. ત્યાં નગરશેઠ અને એક માણસ વચ્ચે ટપાટપી થતી હતી. શેઠ ગુસ્સે થઈ તે માણસને કહેતા હતા, "તું તદ્દન નક્કામો આદમી છે. જો માણસનામાં આવડ અને ખંત હોય તો આ ખુણામાં મરેલો ઉંદર પડયો છે તેના વડે પણ તે મોટો લક્ષાધિપતિ બની શકે !"

અંદર બેઠેલાં બીજાં માણસો આ અશકય વાત ઉપર છુપી રીતે હસવા લાગ્યાં.

પણ પેલો છોકરો તરત આગળ આવ્યો. શેઠને તે કહે,– "શેઠજી સાહેબ; આપની વાત વ્યાજબી છે. મને આટલો ઉંદરડો ઉછીનો આપો. હું તમને તેનો વ્યાજ સાથે બદલો આપીશ."

શેઠ હસવા લાગ્યા. પણ છોકરાનો આગ્રહ જોઇ તેમણે ખુશીથી તેને મરેલો ઉંદરડો આપ્યો.

છોકરો ઉંદરડો લઈને એક ખાટકીની દુકાને ગયો. તે ખાટકી હલકી જાતનાં જનાવરોનું માંસ વેચવાનો ધંધો કરતો હતો. બે મુઠી સેકેલા ચણા લઇ છોકરાએ ઉંદરડો વેચી દીધો.

તેણે ચણાનો લોટ કર્યો. એક ઘડો પાણી ભરી લીધું. નગરની બહાર જંગલમાં જ્યાં ચાર રસ્તા મળતા હતા ત્યાં જઈ બેઠો.

એ જંગલમાં આજુબાજુનાં ગામોના કઠીઆરાઓ લાકડાં કાપવા આવતા. બપોરે થાક લાગતો ત્યારે જંગલમાં ઝાડ તળે બેસી આરામ લેતા.

આજે રોજની માફક આરામ લેવા બેઠા ત્યાં પેલો છોકરો આવ્યો. તેમને પાણી પાયું અને થોડો થોડો ચણાનો લોટ આપ્યો.

કઠીયારાઓ ખુશ થયા. દરેક જણે તેને પોતાના ભારામાંથી બે બે લાકડાં આપ્યાં.

શહેરમાં જઈ તેણે લાકડાં વેચ્યાં. તેના પઈસાવતી બીજા વધારે શેકેલા ચણા વેચાતા લીધા. તેનો લોટ કરી પાણી લઇ તે પાછો બીજે દિવસે જંગલમાં ગયો. ત્યાં તેને ખુબ લાકડાં મળ્યાં. પાછાં તે લાકડાં શહેરમાં વેચ્યાં.

એમ કરતાં કરતાં તેની પાસે ધીમે ધીમે પૈસા એકઠા થયા.

હવે તો તે લાકડાં વેચાતાં લઇ થોડો નફો ખાઇ વેચતો.

અંતથી તેની પાસે ધીમેધીમે સારી રકમ થતી ગઇ. તે તેણે એકઠી કરી રાખી. પછી લાગ જોઈ સરતે ભાવે પુષ્કળ લાકડાં ખરીદી લીધાં.

એટલામાં ચોમાસું બેસી ચુકયું. ચારે બાજુ વરસાદથી પાણી પાણી થઇ રહ્યું. જંગલમાંથી લાંકડાં વેચવાને આવતા કઠીયારાઓ બંધ થઇ ગયા. લાકડાંના ભાવો ખૂબ ચડી ગયા.

પેલા છોકરાએ જયારે ખુબ મોંઘો ભાવ આવ્યો ત્યારે તમામ લાકડાં વેચી દીધાં. તેની પાસે પુષ્કળ રકમ એકઠી થઇ ગઇ.

પછી તો છોકરો મોટો વેપારી બની ગયો. તેણે મોટી વખાર ખોલી. લાકડાં અને કાટમાલનો ધંધો શરૂ કર્યો. તેમાં તે ખુબ ફાવ્યો.

જતે દહાડે તે તો મોટો વેપારી થઇ પડયો. તેને ત્યાં નાણાંના ઢગલે ઢગલા થઇ ગયા.

પોતાને ગરીબાઈમાં મદદ કરનાર શેઠ વિસક્ષિલાને તે વિસર્યો નહોતો. તેણે એક સોનાનો રૂપાળો ઉંદર બનાવ્યો. તેને હીરા મોતીથી મઢાવ્યો.

તે ઉંદર લઈ તે નગરશેઠની પેઢીએ ગયો. નગરશેઠને પ્રણામ કરી પોતાની બધી વાત કહી ઉંદર બક્ષિસ આપ્યો.

છોકરાની શક્તિ અને ઉત્સાહ જોઇ શેઠ બહુ રાજી થયા. પોતાની એકપુરી પુત્રી ભદ્રશીલાનાં લગ્ન તે છોકરા સાથે કર્યાં. છોકરાને પોતાની પેઢીમાં અર્ધો ભાગીદાર બનાવ્યો.



# મહાકાળનાં કારસ્થાન

"છાનાં રહો રાણી, રડશો માં. એ કાંઇ આપણા હાથની વાત છે? બાધા આખડીઓ રાખી, વ્રત કર્યાં, જપ કર્યાં, તપ કર્યાં, સાધુ સંતોને સેવ્યા, ભુવા જતીને સાધ્યા, પણ આપણા નસીબમાં નહિ તે શું કરીએ?"

મહારાજ શીલભદ્ર પોતાની વ્હાલી રાણીને ઉપર મુજબ દિલાસો દઇ રહ્યો હતો. રાણીને સંતાન નહોતું. તેને વારંવાર ઓછું આવતું. આજ પણ રાણી રડતી હતી. તેની આંખમાંથી બોર બોર જેવડાં આંસું પડતાં હતાં. તે કકળતી હતી કે, હે ભગવાન! તારે ત્યાં શેર માટીની શી ખોટ પડી કે આખા શહેરમાં બધાંને છોકરાં ને મારો જ ખોળો સુનો સુનો?

રાજા તેને શાંત કરવા પ્રયત્ન કરી રહ્યો હતો.

એમ ને એમ બહુ દિવસો વહી ગયા. રાજાની ઉમ્મર વૃદ્ધ થવા આવી. રાણી પણ મોટી વયની થઈ.

એટલામાં ભગવાને રાજારાણીના સામું જોયું.

શીલભદ્રની રાણીને એક સુંદર કુમાર પ્રસવ્યો.

કુંવર રૂપરૂપનો અંબાર, તેજનો ઢગલો, ને શરીરે કદાવર પોટલા જેવો.

એનું નામ પાડયું ચંદ્રહાસ.

લાડકોડમાં એ ઉછરવા લાગ્યો. આખા રાજમહેલમાં રાત દિવસ સેંકડો દાસદાસીઓ તેની તહેનાતમાં હાજર રહેતાં.

કુંવરની પહેલી વરસગાંઠ આવી. રાજાનો હરખ તો માય નહિ. રાણીના આનંદનો પાર ન મળે.

રાજા રાણીએ મોટી મીજબાની આપી. દરબારીઓ, અમલદારો, પ્રજાજનો, ગરીબગરબાં, બધાંને રાજાએ જમાડયાં. છોકરાંને બરફી વહેંચી. નિશાળોમાં રજા પડી. આખા શહેરમાં આનંદ મંગળ થઇ રહ્યું.

× × × × × ×

રાજાના નગરની બહાર થોડાક ગાઉ દૂર એક વિશાળ વન હતું. એ વનમાં ખૂબ ગીચ ઝાડીમાં, એક જૂનું ખખ થઈ ગયેલું ખંડેર હતું. લોકો તેને ભૂતીયો મહેલ કહેતા.

દહાડે એ મહેલમાંથી જાતજાતના વિચિત્ર અવાજો આવતા. કદીક કદીક તો મહા ભયાનક કારમી ચીસો સંભળાતી. રાતના જાણે ભૂતાવળ નાચ કરતી હોય તેમ ચીસો આવતી ને ઘડીકમાં હસવાના તો ઘડીકમાં રડવાના અવાજ આવતા. કોઈ કોઈ વાર મોટા મોટા ભડકા થતા. કોઈ કોઈ વાર તો ભયાનક કડાકા ને ભડાકા કાનના પડદા વીંધી નાખતા.

એ ભૂતીઓ મહેલ બહુ ભયંકર ગણાતો. કોઈની તાકાત નહિ કે એ મહેલને રસ્તે જાય. કોઈ રડ્યો ખડ્યો માણુસ માથું ફેરવી ત્યાં જતો તો કદી પાછો આવ્યો જણાયો નહોતો. એના આવરદાનાં બધાંય વરસ ત્યાં પુરાં થઈ જતાં.

એ ભૂતીયા મહેલમાં એક મહા બળવાન ને ભયંકર જાદુગર રહેતો હતો. તેનું નામ મહાકાળ. મોટી મોટી મૂછો, લાંબી લાંબી દાઢી, માથે ખૂબ લાંબી જટા, હાથ ને પગપર મોટા મોટા નખ, ને ગળે ઘુવડનાં હાડકાંની માળા.

નાનાં છોકરાં તો એને જોઇને જ છળી મરે.

જેવો એ દેખાવનો ભયંકર હતો, તેવો જ મનનો પણ મેલો હતો.

પોતાના જાદુના જોરથી આજે પાસેના નગરમાં રંગરાગ ચાલી રહ્યા હતા તે તેણે જોયા. તેના અંતરમાં અદેખાઇની આગ સળગી. "આ રાજા આટલો બધો સુખી! અને હું અહીં એકલો અટુલો! રાજાની રાણી ગુમ કરી હોય તો? રાજાના બાર વાગી જાય. અને એ રાણી અહીં મારૂં આંગણું દીપાવે. બરાબર છે. લાવ, રાણીને ઉપાડી લાવવાનો તાગડો રચું."

આવો વિચાર કરી જાદુગરે એક ઘરડા સાધુનો વેશ ધારણ કર્યો. તે મહારાજા શીલભદ્રના રાજમહેલમાં ગયો.

× × × × × ×

દરબારમાં જઇ મહાકાળે રાજાને એક બહુ કિમતી મોતીનો હાર નજરાણામાં આપ્યો.

આખા દરબારમાં વાહ! વાહ! ના અવાજો થઈ રહ્યા.

આવો પાણીદાર મોતીનો હાર રાજાના ઝવેરખાનામાં પણ નહોતો.

રાજા ખુશ ખુશ થઈ ગયો.

મહાકાળને કહે,–"માગો માગો, મહારાજ! જે માગો તે આપું. તમારી ભેટથી હું બહુ રાજી થયો છું."

હસીને જાદુગર બોલ્યો,–"રાજા! અમે તો રમતા રામ. અમારે બીજું શું જોઈએ? અમારો ખોરાક કંદમૂળનો. અમારે



મહાકાળનાં કારસ્થાન

જાદુગરે રાજકુમારને મોતીનો હાર પહેરાવ્યો. [ પાન ૫૩ ]

શ્રી સયાજીવિજય પ્રેસ–વડોદરા

રહેવાને જોઈએ ઝુંપડી ! બીજું શું માંગું ? એક જ ઇચ્છા છે. એ કુંવરને મારે જોવો છે. આ મોતીના હારમાં એક એવો ચમત્કાર છે કે જે કોઇ એને પહેરશે તેના જેવો બળવાન અને બુદ્ધિશાળી આખી દુનિયામાં બીજો કોઇ નહિ થાય. ”

રાજા ખુશખુશ થઈ ગયો. જાદુગરને પોતાના રણવાસમાં લઇ ગયો. રાણી ખોળામાં ગલગોટા જેવા કુંવરને લઇને ધવડાવતી હતી. રાણીનું અનુપમ રૂપ ને તેનું તેજભર્યું મ્હોં જોતાં જ જાદુગરને આડાં ઉભાં આવ્યાં,

જાદુગરે રાજકુમારને મોતીનો હાર પહેરાવ્યો અને મંત્ર ભણવા લાગ્યો. રાજા બહાર જતો રહ્યો. રાણી આનંદથી સાધુ મહારાજની સામે જોઇ રહી.

થોડીક વાર પછી સાધુએ પોતાના વસ્ત્ર તળેથી એક જાદુઈ લાકડી કાઢી જમીન ઉપર ઠોકી. જમીનમાંથી જબ્બર ધુમાડો નીકળ્યો. ચારે બાજુ ફરી વળ્યો. એ જાદુઇ ધુમાડો નાકમાં જવાથી રણવાસના તમામ નોકરો બેભાન બની ઉંઘમાં પડ્યા.

જાદુગરે ફરીથી પોતાની લાકડી ઘસી. આ વખતે રાણી અદ્રશ્ય થઈ ગઇ અને તેની જગાએ એક નાની કાળી કુતરી ધ્રુજતી ધ્રુજતી ઉભી. જાદુગરે તેને ઉંચકી લીધી. ધીમેધીમે રાજ-મહેલમાંથી કોઇ જુએ એમ તે બહાર નીકળ્યો. નગર વટાવી તે જતો રહ્યો અને છેવટે ઘોર જંગલમાંના પોતાના ભૂતીયા મહેલમાં આકાશમાં ઉડીને આવી પહોંચ્યો.

\+ \+ \+ \+

બહુ વાર થઈ પણ સાધુ બહાર ન આવ્યો. રાજા રાણીના ખંડમાં ગયો. ત્યાં તો બધાં દાસદાસીઓ બેભાન બનીને પડેલાં ! કોઇ ન બોલે કે ચાલે !

રાજા તેમને ઢંઢોળી ઢંઢોળીને થાકયો, પણ કોઇ ઉઠે જ નહિ ને? ઓરડાનું બારણું જુએ તો તે પણ બંધ!

રાજાએ બારણાને જોરથી હડસેલ્યું. બારણું ઉઘડી ગયું. રાજા અંદર પેઠો. અંદર ચારે બાજુ નજર કરી તો રાણી કોઇ ઠેકાણે ન મળે. રાજા આખો ખંડ શોધી વળ્યો. રાણીને ઘણી ય બૂમો મારી. પણ રાણી હોય તો જવાબ દે ને?

આખરે રાજાએ કુંવરને પોતાના ખોળામાં લીધો. કુંવરને ખૂબ ઢંઢોળ્યો. પણ કુંવર ઉઠે જ નહિ. આંખો જ ન ઉઘાડે.

રાજાના ગભરાટનો પાર રહ્યો કુંવરને હાથમાં લઇ તે ખંડમાં આમ તેમ આંટા મારવા લાગ્યો.

એમ કરતાં કરતાં કુંવરના ગળે પહેરાવેલા પેલા જાદુઈ હારનું એક મોતી કુંવરના કપાળે અડકયું.

મોતી અડકતાંની સાથે જ કુંવરની આંખો ઉઘડી. રાજાની સામું જોઇ તે ખડખડ હસવા લાગ્યો.

રાજાની ખાત્રિ થઇ કે આ હારમાં કાંઇ ચમત્કાર છે ખરો. એ હારનાં મોતી તેણે રાણીનાં તમામ દાસ દાસીઓને અડાડયાં. તરત જ બધાં આળસ મરડીને બેઠાં થયાં.

રાજાએ રાણી કયાં ગઇ એની ખૂબ તપાસ કરી. પણ કોઇ ખરી હકીકત આપી ન શકયું. આખરે રાજાએ નકકી કર્યું કે એ સાધુ તે બીજો કોઇ નહિ પણ મારી વ્હાલી રાણીનું હરણ કરી જઈ મને દુઃખમાં નાખનાર કોઇ દુષ્ટ જાદુગર હોવો જોઇએ.

રાજાએ પોતાના લશ્કરના બળવાન લડવૈયાઓને એકઠા કર્યા. ચારે દિશાએ તેમને દોડાવ્યા. તે રાણીની ભાળ મેળવવા બહુ બહુ મહેનત કરી. પણ કશું વળ્યું નહિ.

\+ \+ \+ \+

ઉપરની વાતને સોળ વર્ષ વીતી ગયાં. કુંવરની ઉંમર સત્તર વરસની થઈ. ચંદ્ર જેમ પુનમે સોળે કળાએ ખીલે છે તેમ ચંદ્રહાસ રૂપમાં, ગુણમાં, બળમાં, વિદ્યામાં, બધામાં ખીલી નીકળ્યો. તેનો જેવો હોંશિયાર ને બળવાન કુંવર પૃથ્વીના પડમાં પણ તે વખતે મળી શકે એમ નહોતો.

એ બધા ચમત્કાર પેલા જાદુઈ હારના હતા.

ચંદ્રહાસ એક દિવસ પોતાના બાપને પૂછવા લાગ્યો:–"બાપુ, બધા છોકરાઓને મા હોય છે. મારી મા ક્યાં છે ?"

રાજાની આંખમાંથી આંસુના રેલા ચાલ્યા.

આખરે કુંવરને રાણીનું હરણ કેમ થયું હતું તેની બધી ખબર પડી.

કુંવરે પ્રતિજ્ઞા કરી કે મારી માને છોડવીને ન લાવું ત્યાં સુધી હવે આ રાજમાં રહેવું હરામ બરાબર છે.

રાજાએ તેને બહુ વાર્યો. પણ કુંવર એકનો બે ન થાય.

આખરે તેના ગળાનો જાદુઇ હાર તેનું રક્ષણ કરશે એમ માની રાજાએ ચંદ્રહાસને જવાની રજા આપી.

એક બળવાન પાણીપંથા ઘોડા ઉપર સવાર બની કુંવર ચાલી નીકળ્યો.

નગરમાંથી નીકળી તે દૂર દૂર જંગલમાં ચાલ્યો. એક સપાટ મેદાન વટાવ્યું. પછી એક ડુંગર પસાર કર્યો. તે પછી તો ગીચ ઝાડીમાં થઇને તેને જવું પડયું. ચારે બાજુ ઝાડવાં. સુરજ પણ પુરો દેખાય નહિ.

બહુ છેટે આવવાથી કુંવરને થાક લાગ્યો હતો. ઘોડાને એક વિશાળ વડલાના ઝાડ તળે બાંધી લાંબો થઇને તે સુઈ ગયો. સુતાંની સાથે જ ઉંઘ આવી ગઈ.

કેટલી વાર સુધી તે ઉંઘ્યો તેની ખબર ન પડી. પણ જાગ્યો ત્યારે એક પ્રકારનો સાપના સીસકારા જેવો અવાજ તેને સંભળાયો.

કુંવર એકદમ બેઠો થઇ ગયો. તરવાર હાથમાં લઈ લીધી. જુએ છે તો એક મોટો જંગી કાળો નાગ વડની વડવાઇ ઉપર થઇ ઝાડ ઉપર ચડતો હતો.

ચંદ્રહાસે ઉંચે નજર કરી. ઝાડની ઉપર એક મોટો માળો હતો અને તેમાં ગરૂડ પક્ષીનાં નાનાં નાનાં બચ્ચાં ગભરાટનાં માર્યાં ચીસેચીસ નાખતાં હતાં. ગરૂડ પક્ષી અને તેની માંદા ચારો ચરવા બહાર ગયાં હતાં. નાનાં બચ્ચાં એકલાં હતાં. પેલો કાળો નાગ એ લાગ સાધી બચ્ચાંઓને ખાઈ જવાને ઝાડ ઉપર ચડતો હતો તેથી ત્રાસ પામી બચ્ચાં ચીસો નાખતાં હતાં. ચંદ્રહાસને દયા આવી. તેણે તરવારના એક જ ઝાટકે નાગને કાપી નાખ્યો.

નાગના બંને કકડા જમીન ઉપર આમ તેમ સળવળ કરવા લાગ્યા ને પાછા એક થઈ ગયા.

ભયંકર ફુંફાડો મારીને નાગ ચંદ્રહાસની ઉપર ધસ્યો.

ચંદ્રહાસે તલવાર વતી આ વખતે ત્રણ કટકા કરી નાખ્યા.

પાછો અગાઉના જેવો જ ચમત્કાર બન્યો. ત્રણે કટકા સંધાઇ ગયા ને જોરથી સીસકારો કરી નાગ ઉછળીને કુંવર ઉપર ધસ્યો.

ચંદ્રહાસ ચીડાયો. આ વખત તેણે નાગને ડોક આગળથી જ કાપી નાખ્યો. ડોકું પોતાની તરવાર વતી ખાડો ખોદી દાટી દીધું.

નાગનું શરીર થોડીક વાર આમતેમ સળવળ્યું. પણ પછી ઠંડુગાર. થોડી વારમાં કીડીઓનું મોટું લશ્કર આવ્યું. નાગના શબને કીડીઓ તાણી ગઇ. નાગનો અંત આવ્યો.

એ અરસામાં ગરૂડ પક્ષી પણ આવી પહોંચ્યાં. બચ્ચાંઓએ તેમને ચંદ્રહાસનાં પરાક્રમની બધી વાત કહી સંભળાવી.

ગરૂડ પક્ષી અને તેની માદા બહુ રાજી થયાં.

ચંદ્રહાસને તેમણે કહ્યું:–"રાજકુમાર ! આ દુષ્ટ નાગે અત્યાર સુધી અમારાં બધાં બચ્ચાંને લાગ સાધીને મારી નાખ્યાં હતાં. હવે અમને નિરાંત વળશે. તમારો ઉપકાર અમે નહિ ભુલીએ. તમે હમણાં તો તમારા કામે જાઓ. તમને ત્યાં મુશીબત નડે તે વખતે અમને યાદ કરજો. અમે જ્યાં હઈશું ત્યાંથી તમારી પાસે આવીશું."

ચંદ્રહાસ ત્યાંથી ઘોડેસ્વાર થઇ આગળ ચાલ્યો.

દૂરદૂર ગીચ ઝાડીમાં એક સાબરનાં શીંગડાં ગુંચવાઇ ગયાં હતાં. સાબર આમ પછાડ મારે ને તેમ પછાડ મારે. પણ ઝાડીમાં શીંગડાં એવાં સજ્જડ ભેરવાઈ ગયેલાં કે કેમે કર્યાં નીકળે જ નહિ.

સાબરની આંખે અંધારાં વળતાં હતાં. મ્હોંમાંથી ફીણનાં ફીસોટા નીકળતા હતા.

રાજકુમારને દયા આવી. પોતાની તરવારવતી તેણે પેલી ઝાડીનાં ડાળાં કાપી નાખ્યાં.

સાબર છુટું થયું. બહુ રાજી થયું. રાજકુમારને તેણે આશિર્વાદ દીધા. તેનો ઉપકાર માન્યો.

સાબરે રાજકુમારને કહ્યું:–'કુમાર, તમારો પાડ કદી વિસરીશ નહિ. ભવિષ્યમાં તમને જ્યારે મારી મદદની જરૂર પડે ત્યારે મને યાદ કરજો. જ્યાં હોઇશ ત્યાંથી આંખના પલકારામાં આવીને તમારી પાસે હાજર થઈશ."

× × × × ×

ચાલતાં ચાલતાં આખો દિવસ વહી ગયો. સાંજ પડી. આખા દિવસના થાકથી ચંદ્રહાસ કંટાળ્યો.

એટલામાં દૂર એક વિશાળ મહેલ અને તેની નજીક એક બગીચો દેખાયો.

એ જ પેલો ભૂતીયો મહેલ.

રાજકુમાર બહાદુર હતો. કશાથી ડરે એવો નહોતો. તે તો સીધો ચાલ્યો તે તરફ.

બગીચા નજીક એક ઝુંપડી હતી. ઝુંપડીમાં એક ઘરડી ડોસી રહેતી હતી. કુંવર ડોસીની પાસે ગયો. તેને પ્રણામ કર્યા.

ડોસી કહે,–"ભાઈ! અહીં કયાંથી આવી ચડયો? આ જગાની તને ખબર નથી? એક મહા બળવાન જાદુગર આ ભૂતીયા મહેલમાં રહે છે. આ બગીચો પણ એ જાદુગરનો જ છે. મારો દીકરો આ જાદુગરની નોકરીમાં છે. તે આ બગીચો સંભાળવાનું કામકાજ કરે છે એટલે ન છુટકે અમે અહીં રહીએ છીએ. તારા જેવા ઘણા જુવાનો અહીં આવી એ દુષ્ટ જાદુગરના પંજામાં ફસાયા છે. તેમને તેણે પત્થર કે ઝાડ બનાવી આ બગીચામાં રાખ્યા છે. માટે કહું છુ કે, ભાઇ, હજુ વખત છે. ચાલ્યો જા, ને તારો જીવ બચાવ. એ જાદુગર આજે વરસો થયાં એક રાજાની રાણીને ઉપાડી લાવ્યો છે, અને તે રાણીની શોધમાં જે જે લોકો અહીં આવી ચડેલા તે બધાને તેણે પથરા બનાવી દીધા છે."

રાજકુમાર ખુશી થયો. તે સમજી ગયો કે મારી માતાનો પત્તો અહીં મળશે ખરો.

તે બોલ્યો,–"માજી, તમે દયાળુ છો. જુઓ, હું તમને ખરી વાત કહું. જે રાણીને એ જાદુગર ઉપાડી લાવેલો છે તેનો જ હું દીકરો છું. અહીંથી ગમે તેમ કરી એમને લઇ જવાને આવ્યો છું. તમે મને મદદ કરો. તમારો ઉપકાર નહિ ભૂલું."

ડોસી બોલી,–"ભલે ભાઇ. કામ તો બહુ જોખમનું છે. પણ મારૂં બનતું કરીશ."

ડોસીએ ચંદ્રહાસને અંદર બોલાવ્યો. તેને ન્હાવા પાણી આપ્યું. પછી તેને છાશ ને રોટલા ખવડાવ્યા. રાજકુમારને પુરૂષનો પોશાક ઉતારી નાંખવા કહ્યું. એક જુની પોટલી છોડી. અંદરથી સારાં સારાં સ્ત્રીઓને પહેરવાનાં કપડાં કાઢ્યાં. રાજકુમારને તે પહેરાવ્યાં.

રાજકુમાર પુરૂષ મટી સોળ વર્ષની સુંદરીના રૂપમાં ફેરવાઇ ગયો.

થોડીક રાત વીતી એટલે માળી (ડોસીનો દીકરો) ઘેર આવ્યો.

તે પૂછે:–"મા, આ છોકરી કોણ છે?"

"એ તારી માસીની દીકરી છે. તેનાં માબાપ મરી ગયેલાં છે. તે હાલ તો અહીં રહેશે. પછી તેને પરણાવીશું એટલે તેના સાસરે જશે."

માળી બોલ્યો,–"પણ જો મહાકાળ એને જોશે તો મારી નાખશે."

ડોસી બોલી,–"મારા ઉપર વિશ્વાસ રાખ. એ બધી તજવીજ હું કરી લઇશ."

બીજે દિવસે સવારે ડોસી પેલી બનાવટી છોકરીને લઇને બાગમાં ફરવા લાગી. એટલામાં જાદુગર મહાકાળ ત્યાં આવ્યો.

તેને જોઇને ડોસી બોલી,–"શેઠજી સાહેબ; આ મારી બ્હેનની દીકરી છે. હાલ તે અહીં રહેવા આવી છે. તેને એક જાતનો વશીકરણનો મંત્ર આવડે છે. એ મંત્ર ધાવડાના ઝાડનાં પાંદડા ઉપર લખી જે સ્ત્રીની કોટે બાંધીએ એ સ્ત્રીની નજર પાંદડું બાંધ્યા પછી જે પુરૂષ ઉપર પહેલવહેલી પડે તેને તે જરૂર વશ થઇ જાય."

જાદુગરનું મ્હોં મલકયું. તે બોલ્યો: "ત્યારે આ છોકરી તો જબરી! મને જે વિદ્યાની ખબર નથી તે તેને આવડે છે! જો એ મને મંત્ર લખી આપે તો મારૂં કામ થઈ જાય."

ડોસી બોલી,–"પણ એ પાંદડું તમે બાંધો એ કામ ન આવે. મારી ભાણેજ જાતે જ તે મંત્ર એ પાંદડા ઉપર લખી ખુબીથી રાણીને મળીને તેની કોટે બાંધી આવશે. તમને રાણી કદિ પાંદડું બાંધવા દે પણ ખરી કે? એ તો એ રોજ રાણીના પાસે જતી આવતી રહેશે, અને લાગ જોઈ રાણીને આડું અવળું સમજાવી બધી ગોઠવણ કરી નાખશે."

જાદુગરે હા પાડી.

ડોસી કહે–"રાણીજીને કાલથી ફુલ આપવા મારી વતી આ છોકરી જશે. પછી લાગ જોઈ બધી વ્યવસ્થા કરી લેશે."

મહાકાળ બોલ્યો,–"ભલે."

× × × × ×

બીજે દિવસે સવારમાં ચંદ્રહાસ સ્ત્રીના વેશમાં પોતાની માતા (જાદુગરે કેદ કરેલી રાણી) પાસે ગયો.

મા દીકરો મળ્યાં. પેટ ભરીને વાતો કરી. રાણીનો આનંદ તો માય નહિ.

ચંદ્રહાસે ખાત્રી આપી કે, "ગમે તેમ કરીને હવે તને છોડાવ્યા વગર હું પાછો જવાનો નથી. પણ મા; તારે એક કામ કરવું પડશે. જાદુગર આવે ત્યારે તું તેને કહેજે કે હું તમારી સાથે પરણવા તૈયાર છું. તું આવું કહીશ એટલે તે રાજીનો રેડ થઇ જશે. તારા ઉપર વિશ્વાસ રાખશે. તું કહેજે કે હું થોડા દહાડા વ્રત કરૂં છું. તે પુરૂં થયા પછી તમારી સાથે લગ્ન કરીશ. તે જરૂર

હા પાડશે. તારી સાથે રાજી થઈને વાતો કરશે. પછી લાગ સાધી એ જાદુગરનું મોત શામાં છે તે તું જાણી લેજે ને મને ખબર આપજે. બાકીનું હું કરી લઈશ."

પત્થર તળે હાથ આવે ત્યારે તો કળે કળે જ કાઢવો પડે ને? એમ ને એમ ઓછો જ નીકળે? માથે ધર્મસંકટ આવી પડેલું એટલે પોતાની નામરજી છતાં રાણીએ ચંદ્રહાસના કહેવા મુજબ કરવા કબુલ્યું.

રાણીએ પોતાનાં સ્ત્રી ચરિત્ર શરૂ કર્યાં જાદુગરને તે બીજે દિવસે કહેવા લાગી,–"જ્યારે તમારો આટલો બધો આગ્રહ છે, ત્યારે હું તમારી સાથે લગ્ન કરીશ. હમણાં હું વ્રત કરૂં છું. તે એક મહિનામાં પુરૂં થશે, એટલે હું જરૂર લગ્ન કરીશ."

જાદુગરની ખુશાલીનો પાર ન રહ્યો. તે રાજી રાજી થઈ ગયો. રોજ તે રાણીની પાસે આવે ને જાત જાતની વાતો કરે.

એક દિવસ રાણીને ઉદાસ જોઈ જાદુગર બોલ્યો, "રાણી, આજે આમ ઉદાસ કેમ?"

રાણી કહે,–"બધું તો ખરૂં. પણ ધારો કે તમને કોઈ મારી નાખે, તો પછી મારૂં શું થાય? મારો તો અવતાર જ છુટી પડે ને?"

જાદુગર કહે, "તેની ફિકર ન કરીશ. મારૂં મોત એમ વાટમાં નથી પડયું. વાત એમ છે કે અહીંથી હજારો ગાઉ દૂર એક વિશાળ જંગલ છે. એ જંગલમાં એક અગ્નિકુંડ છે. એ અગ્નિકુંડની અંદર એક બેટ છે. તેમાં એક મોટું જંગી ઝાડ છે. એ ઝાડ ઉપર એક પોપટ છે. ઝાડ તળે પાણીના સાત ઘડા ભરેલા છે. તે ઘડાનું પાણી ઢાળી નાખ્યા વગર કદિ પોપટને કોઈથી હાથ અડકાડી શકાય નહિ.

એ અગ્નિકુંડની રાત દિવસ સો બળવાન રાક્ષસો ઉઘાડી તરવારે ખડે પગે ચોકી કરે છે. એટલે ત્યાં કોઇ જઈ શકે એમ નથી. પોપટ લેવાય એમ નથી. પોપટ મરે નહિ ત્યાં સુધી હું મરૂં એમ નથી. કહે, હવે તો બસ છે ને ? છે કોઈની તાકાત કે મારૂં મોત આણે ?"

રાણી બોલી,–"ત્યારે તો ઠીક."

બીજે દિવસે ચંદ્રહાસને તેણે જાદુગરના મોતના ભેદની વાત કહી.

ચંદ્રહાસ તે જ દિવસે મહાકાળના મોતની વ્યવસ્થા કરવાને નીકળી પડયો.

તેણે સાબરનું સ્મરણ કર્યું. તરત જ સાબર આવીને ઉભું રહ્યું. ચંદ્રહાસે તેને બધી વાત કહી. સાબર કહે, "બેસી જાઓ મારી પીઠ ઉપર. હું તમને એ જંગલમાં લઈ જઇશ."

ચંદ્રહાસ સાબરની પીઠ ઉપર બેઠો. સાબર જબરજસ્ત ઠેકડા મારતું મારતું દોડવા લાગ્યું.

તેમની મુસાફરી ત્રણ દહાડા અને ત્રણ રાત ચાલી. છેવટે સાબર અને ચંદ્રહાસ હજારો ગાઉ દૂર આવેલા એક વિશાળ વગડાની વચમાં આવીને ઉભાં.

થોડેક જ દૂર અગ્નિનો એક વિશાળ કુંડ હતો. રાક્ષસોની કારમી કીકીયારીઓ ચારે બાજુ સંભળાતી હતી.

સાબર કહે,–" કુમાર; હવે તમે જાઓ, અને આગળની વ્યવસ્થા કરો. હું અહીં તમારી રાહ જોઇશ. તમે પાછા ફરશો એટલે તમને પાછા જ્યાં જવું હશે ત્યાં લઈ જઇશ. અહીંથી આગળ મારાથી આવી શકાય એમ નથી."



મહાકાળનાં કારસ્થાન

કુમારે ગરૂડનું સ્મરણ કર્યું....[ પાન ૬૨ ]

શ્રી સયાજીવિજય પ્રેસ–વડોદરા



## આદર્શ ન્યાય

હું એને પકડવા દોડી, પણ તે આ બાઈના ઘરમાં જતી રહી. [પાન ૬૫]

શ્રી સયાજીવિજય પ્રેસ વડોદરા

કુમારે ગરૂડનું સ્મરણ કર્યું. ગરૂડ તરત ત્યાં આવીને ઉભું રહ્યું. ચંદ્રહાસ બોલ્યો, "મને પેલા અગ્નિ કુંડમાં બેટ છે ત્યાં લઈ જાઓ. હું કહું એટલે અહીં પાછો લાવજો."

ગરૂડ બોલ્યો,–" બેસી જાઓ મારી પીઠ ઉપર."

રાજકુમારને સાબર ઉપરથી ઉતારી પોતાની પીઠ ઉપર બેસાડી તે બળવાન ગરૂડ ખરરરરર કરતો આકાશમાં ઉડયો. અગ્નિ-કુંડની ચોકી કરનારા પેલા રાક્ષસોનો ચોકી પહેરો વટાવી અંદરના બેટમાં ઝાડ તળે ગરૂડે કુમારને ઉતાર્યો.

કુમારે ઝપાટાબંધ પાણીના સાતે ઘડા ઢોળી નાખ્યા. પોપટે કીકીયારીઓ કરી મૂકી. અગ્નિકુંડની ચોકી કરનારા રાક્ષસો કારમી ચીસો પાડી કુંડમાં પડ્યા ને રાજકુમારને મારી નાખવા તે બેટ તરફ ધસમસ્યા આવ્યા.

પણ તેઓ આવી પહોંચે તે અગાઉ રાજકુમારે ઝાડ ઉપર ચડી પેલા પોપટને પકડી લીધો. તરત જ ગરૂડ ખરરરર કરતો ઉડયો. અગ્નિકુંડ વટાવી સહીસલામત ગરૂડ ને કુંવર બહાર આવ્યા. રાક્ષસો મ્હોં ચોળતા રહી ગયા.

ગરૂડે રાજકુમારને સાબરની પાસે મૂકી દીધો. કુંવરની વિદાય લઈ ગરૂડ ત્યાંથી પોતાને રસ્તે પડયો.

સાબરની પીઠ ઉપર સ્વાર બની ચંદ્રહાસ પોપટ લઈને પાછો પેલા ભૂતીયા મહેલની નજીક આવી પહોંચ્યો.

સાબરે રાજકુમારની વિદાય લીધી.

આ બાજુ જાદુગરને અપશુકન ઉપર અપશુકન થતા હતા. તે સમજી ગયો હતો કે મારી જીંદગી અત્યારે જોખમમાં આવી પડી છે.

ચંદ્રહાસને પોપટ લઇને આવતો જોતાં જ જાદુગર ધુંઆંપુઆં થઇ સામો આવ્યો અને જોરથી ચીસ મારી,–" છોકરા ! આ પોપટ મારો છે. મને હમણાં ને હમણાં આપી દે, નહીતર જાનથી મારી નાખીશ."

ચંદ્રહાસ બોલ્યો–" જરાક પણ આગળ આવ્યો તો હમણાં જ પોપટને મારી નાખીશ. એટલે તું પણ રામશરણ થઇ જઇશ."

જાદુગર ઢીલો પડી ગયો. તે કરગરીને કહેવા લાગ્યો, "બાપુ ! તારે જોઇએ તે આપું. દયા કરી મને પોપટ પાછો આપ."

ચંદ્રહાસ,–" આ બગીચામાં તેં જેટલાં માણસોને પથરા બનાવી દીધાં છે તેમને માણસો બનાવી દે."

જાદુગરે તેમ કર્યું અને બોલ્યો,–" હવે પોપટ આપ."

ચંદ્રહાસે પોપટની એક પાંખ તોડી નાખી. જાદુગરનો એક હાથ તુટી ગયો. બીજી પાંખ તોડી નાખી. જાદુગરનો બીજો હાથ તુટી ગયો. પછી ચંદ્રહાસે પોપટની ડોક મરડી નાખી. જાદુગર મરી ગયો.

રાજકુમાર ભૂતીયા મહેલમાં ગયો. માતાને પગે પડયો. મા દીકરો આનંદથી ભેટ્યાં. જાદુગરની અઢળક દોલત અને રાચરચીલું પેલા પથરા મટી જીવતાં થયેલાં માણસો પાસે ઉપાડાવી ભારે ધામધુમથી ચંદ્રહાસ પોતાની માતાને લઇને પોતાના નગરમાં ગયો.

મહારાજા શીલભદ્ર પોતાની વ્હાલી રાણીને સોળ વરસના ગાળા પછી પાછી આવેલી જોઇ હરખથી જાણે ઘેલા બની ગયા.

ચંદ્રહાસે આખો ભૂતીયો મહેલ ને સોનામહોરોની ભરેલી પાંચ થેલીઓ પેલી માલણ અને તેના છોકરાને આપી દીધી.

---

# આદર્શ ન્યાય

મદ્રાસના મુલકમાં આગળના વખતમાં મર્યાદારમણ નામનો એક મહાન ન્યાયાધીશ થઇ ગયો. ગમે તેવા ગુંચવાડાભરેલા અને અટપટા મામલામાં તે એવો ડહાપણભરેલો ચુકાદો આપતો કે આજે પણ તેની અક્કલનાં વખાણ થાય છે.

એક દિવસ કચેરી ભરીને મર્યાદારમણ બેઠો છે. એટલામાં બે સ્ત્રીઓ લડતી લડતી આવી.

એક સ્ત્રી હાથ જોડી ન્યાયાધીશને કહેવા લાગી: "નામદાર! મારી મરઘડી મારા ઘરમાંથી નાસી ગઈ. હું એને પકડવા દોડી. પણ તે આ બાઈના ઘરમાં જતી રહી. મારી સગી આંખોએ મેં તે જોઇ, અને હવે આ બાઇ કહે છે કે એના ઘરમાં મરઘી આવી જ નથી. તે મારી મરઘીને રાંધીને ખાઇ ગઈ છે. એટલે હવે મુદ્દામાલ જડતો નથી. આવો અન્યાય આપના અમલમાં ચાલવો ન જોઇએ."

બીજી બાઇ બોલી: "ન્યાયમૂર્તિ! આ બાઈ ગળેપડુ છે. મેં મરઘડી જોઈ નથી. એ મારા ઘરમાં આવી નથી. મેં એને મારી નથી. બધી વાત તરકટી છે."

મર્યાદારમણે શાંતિથી બંનેનું કહેવું સાંભળ્યું. પછી તેણે હુકમ કર્યો કે બંને પક્ષના સાક્ષીઓ હોય તેને અંદર બોલાવો.

પણ સાક્ષીઓ હતા ક્યાં તે આવે ? બંને પક્ષમાં એક પણ સાક્ષી નહોતો.

મર્યાદારમણ કહે,–" આ મામલામાં કોઇ પણ સાક્ષીઓ છે નહિ. બંને કહે છે કે મારી વાત ખરી છે. આથી આવા કામનો નિકાલ થઈ ન શકે. સિપાઇઓ! જાઓ. બંનેને તેમને ઘેર મૂકી આવો."

બંને સ્ત્રીઓને પાછી લઈ જવામાં આવી. જેની મરઘડી ચોરાઈ હતી તેની આંખમાં આંસુ આવ્યાં. આવો મોટો ન્યાયાધીશ અને છડેચોક આવી ચોરી થઈ, છતાં તે પકડી શકતો નથી!

બીજી બાઇના હૈયામાં હરખ માતો નથી. મ્હોં હસુ હસુ થઇ રહ્યું છે. મરઘી બરાબર હજમ થઈ ગઇ એના આનંદને લીધે તે ધમધમ કરતી ચાલે છે.

એટલામાં ન્યાયાસન ઉપરથી આશ્ચર્ય અને ક્રોધથી ન્યાયમૂર્તિ મર્યાદારમણ બોલી ઉઠ્યો,–"અરે તારીની! આ બાઇની શેખી તો જુઓ! મરઘડી ચોરીને ખાઈ ગઈ તો ખાઇ ગઈ, પણ પાછાં તેનાં પીછાં પણ વાળના અંબોડામાં ખોસ્યાં છે! શું એની હિંમત છે!"

પેલી આરોપી બાઇ ગભરાઈ ગઇ. તેણે ગભરાટમાં હાથ ઉંચો કર્યો અને પોતાના અંબોડા ઉપર ફેરવી જોયો!

તરત જ મર્યાદારમણે તેને પકડી મગાવી અને જાહેર કર્યું કે, "ખરી ગુન્હેગાર આ બાઈ છે. તેણે મરઘી ચોરી છે."

આખરે તે બાઇએ પોતાનો ગુન્હો કબુલ કર્યો. ન્યાયમૂર્તિએ તેને સજા કરી.

આજે પણ મદ્રાસ બાજુના લોકો કહે છે કે, "ભાઇ, આનો ન્યાય તો મર્યાદારમણના જેવો છે!"



# વેરની વસુલાત

**એ**ક હતો વાંદરો. એક હતો કરચલો. બન્ને હતા ભાઈબંધ.

એક વેળા જંગલમાં કરચલો ફરતો હતો ત્યાં તેને અચાનક એક લાડવો હાથ લાગી ગયો.

કરચલાભાઇ તો લાડવો જોઇને ખુશી ખુશી થઈ ગયા. એટલામાં પેલા વાંદરાની નજર તે ઉપર પડી. વાંદરો વિચાર કરવા લાગ્યો,–"આ કરચલાને તે વળી લાડવો શેનો ખાવાનો? હું બેઠો છું ને? કાંઇક તાલ કરવો પડશે."

વાંદરો કાંઇકથી એક સપૂરજનનો બીચો લઇ આવ્યો. કરચલાને બીચો બતાવીને કહેવા લાગ્યો. "કરચલાભાઈ, આ બીચો જોયો? વાડામાં રોપ્યો હોય ને પાણી પાયું હોય તો એવું રૂપાળું સફરજનનું ઝાડ થાય કે ખરેખરૂ. બસ જોઇએ તેટલાં ખાધા જ કરીએ. છોકરાંનાં છોકરાં ખાય તો પણ ન ખુટે. તમે આ લાડવાની ગોળી ખાઈ જશો તે શું ટકશે? હમણાં જ પેટમાં સાફ થઈ જશે. આ બીચો ખુશીથી તમને આપી દઈશ. આપણે તો ભાઇબંધી ખરીને?"

કરચલો વિચારવા લાગ્યો કે એ વાત પણ ખરી. તેણે લાડુ આપી દીધો ને બીચો લઈને પોતાને ઘેર ગયો. વાંદરો કરચલાની મૂર્ખાઈ પર હસતો હસતો લાડવો ખાઈ પોતાના રસ્તે પડયો.

કરચલાએ તો ઘેર જઈ બીયો પોતાના વાડામાં રોપ્યો, દરરોજ તેને પાણી પાવા લાગ્યો.

× × × × × ×

દસ વરસ વીતી ગયાં. કરચલાએ પેલો સફજનનો બીયો રોપેલો ત્યાં તો મોટું રૂપાળું ઝાડ ઉગેલું. તેના ઉપર મોટાં મોટાં સરસ સફરજન ઉગેલાં. કરચલો પોતાની મહેનત ફળી તે જોઈને ખુશી ખુશી થઈ ગયો. તેને સફરજન ખાવાનું બહુ મન થયું. પણ કરચલો ઝાડપર શી રીતે ચડે? એને બિચારાને ઝાડ-પરથી સપૂરજન કોણ ઉતારી આપે?

એણે વિચાર્યું કે ચાલ, જઈને મારા વાંદરા ભાઈબંધને બોલાવી લાવું. એ બિચારો ખાશે પણ ખરો ને મને સપૂરજન પણ ઉતારી આપશે.

કરચલો ગયો વાંદરાની પાસે. વાંદરો તો વાત સાંભળી ખુશી ખુશી થઈ ગયો. તે તો કુદકારા ભરતો ને કીકીયારીઓ કરતો કરચલાને ઘેર આવી પહોંચ્યો.

વાંદરો ઝટ લઈને ઝાડ ઉપર ચડી ગયો. ઉપર પાકી ગળાગળતી સપૂરજનની શાખો લટકે. વાંદરો તે લઈને ડબ લઈને મ્હોંમાં મૂકે. ઝપાટાબંધ બધાં સારાં ફળો વીણીને ખાઈ ગયો. બિચારો કરચલો તો જોયા જ કરે! તેના મનમાં કે હમણાં વાંદરાભાઈ સફરજન આપશે. પણ વાંદરો જાતનો પહેલા નંબરનો લુચ્ચો હતો. તે તો ખાવાની ધુનમાં કરચલાને સાફસાફ વિસરી ગયો.

છેવટે કરચલાએ ધીમે રહીને કહ્યું: “વાંદરાભાઈ, થોડાં સપૂરજન મને તો આપો?”



વેરની વસુલાત

કરચલો વિચારવા લાગ્યો કે એ વાત સાચી ખરી.... પાન ૬૭

શ્રી સયાજી વિજય પ્રેસ-વડોદરા



વેરની વસુલાત

" લેજે કરચલા ! આ લે સ–સ–સફરજન ! " [પાન ૬૯]

શ્રી સયાજીવિજય પ્રેસ–વડોદરા

વાંદરાએ થોડાં કાચાંનચ જેવાં સફરજન હતાં તે તોડી “ લેજે કરચલા ! આ લે સ–સ–સફરજન ! ” એમ કહી મશ્કરી કરતાં કરતાં તાકી તાકીને કરચલાને મારવા માંડયાં. બિચારો કરચલો ગભરાઈ ગયો. કશું બોલી ન શકયો. વાંદરાએ ધડાધડ કાચાં સફરજન માર્યાં તેથી છેવટે છુંદાઇને કરચલો મરી ગયો.

વાંદરો વીણાય એટલાં પાકાં સફરજન વીણી કરચલો મરી ગયો તેથી ખુશ થતો પોતાને રસ્તે પડયો.

* * * * * *

કરચલાને એક છોકરો હતો. તે બહારથી ફરીને આવ્યો ત્યારે પોતાના બાપને મરેલો જોયો. કરચલો બિચારો રડવા લાગ્યો. મારા બાપને કોણે મારી નાખ્યા હશે ?

કરચલાએ આમ તેમ નજર કરી. કાચાં સફરજન જોઇને તે સમજી ગયો કે કોઇએ કાચાં સફરજન મારી મારીને મારા બાપને મારી નાખ્યો હશે. તેને યાદ આવ્યું કે: “ આજે સવારે જ મારા બાપા કહેતા હતા કે તેમનો એક ભાઇબંધ વાંદરો છે તેને તે સફરજન તોડવા બોલાવી લાવશે. ઠીક, ઠીક. સમજી ગયો. એ બદમાસ વાંદરો પાકાં સફરજન ખાઈ ગયો ને કાચાં પથરા જેવાં સફરજન મારી મારા ગરિબ નિર્દોષ બાપને વગર કારણે મારી નખ્યા. ઠીક છે. એ વાંદરાનો ઘાટ ઘડું ત્યારે ખરો. ”

કરચલો એકલો વાંદરા ઉપર શી રીતે વેર લે ? તેણે પોતાના મિત્રોની મદદ લેવાનો વિચાર કર્યો. એક ઘંટી જોડે તેને ભાઈબંધી હતી. કરચલો ઘંટીની પાસે ગયો. તેને વાંદરાની બદમાસીની બધી વાત કરી.

ઘંટી કહે: " હું તને મદદ કરીશ."

ઘંટીને બીજા બે ભાઈબંધ હતા. એક ભમરો ને બીજું અખરોટ.

કરચલો તેમને બોલાવી લાવ્યો.

ઘંટી, ભમરો, અખરોટ ને કરચલાની સભા મળી. વાંદરાનો ઘાટ શી રીતે ઘડવો તેની યોજના એકઠાં મળીને નક્કી કરી.

\+ \+ \+ \+ \+ \+

કરચલાના બારમાનો દિવસ આવ્યો ત્યારે તેનો છોકરો પેલા દુષ્ટ વાંદરાની શોધમાં નીકળ્યો. વાંદરાને શોધી કાઢી તેને કરચલો કહે: "વાંદરાકાકા, મારા બાપ મરી ગયા તેનું આજે બારમું છે. તમે તો તેમના ખાસ ભાઈબંધ હતા. માટે આજે સાંજે જમવા આવજો."

વાંદરો ઠાવકું મ્હોં રાખીને બોલ્યો: "ભાઈ, મારો ભાઈબંધ મરી ગયો? હાય! હાય! એને શું થયું? એ બિચારો શાથી મરી ગયો?"

કરચલાએ પણ ઠાવકે મ્હોંએ જવાબ દીધો: "તેની તો ખબર નથી. પણ તે વાડામાં મરેલા પડેલા હતા. હોય. ઘરડું પાન તે કશું લાગ્યું હશે ને મરી ગયા હશે. પણ તમે જમવા જરૂર આવજો."

વાંદરો કહે: "ભલે."

કરચલો ચાલ્યો ગયો.

વાંદરો તો મનમાં રાજીરાજી થઈ જાય છે. પોતાના પરાક્રમની કોઈને ખબર નથી એમ ધારી મનમાં મલકાય છે. સાંજના માલપુડા ને દુધપાક, વાલની દાળ ને સારાં સારાં શાક ને કઢી

ભાત, ને એવું એવું ખાવાનું મળશે જાણી તેના મ્હોંમાં તો ખૂબ પાણી આવે છે.

*   *   *   *

સાંજના ઠરાવેલા વખતે વાંદરો કરચલાના મુકામ પર આવ્યો.

કરચલાએ તેને આવકાર આપ્યો. અંદર ઓરડામાં બેસાડયો. હું આવું છું કહી કરચલો બહાર ગયો.

બહુ વાર થઈ પણ કરચલો આવ્યો નહિ. વાંદરાભાઇની જાત. એ તે સખણી રહે ?

તેણે અંદર રસોડામાં નજર કરી. ચુલા ઉપર દુધપાક ઉકળતો હતો ને તેની મીઠી સોડમ આવતી હતી.

"ખાતા પહેલાં એકાદ પ્યાલો દુધપાક તો ઝાપટી લઇએ ?" એમ વિચારી વાંદરાએ એક પ્યાલો લીધો અને તેને દુધપાકમાં બોળ્યો.

ત્યાં તો નીચે દેવતા નજીક પેલું અખરોટ પડયું હતું તે કડાક લઇને ફાટયું અને તેનો એક ટુકડો વાંદરાના મ્હોં ઉપર આબાદ લાગ્યો. વાંદરાના હોઠમાંથી લોહી નીકળવા લાગ્યું. ગભરાટમાં તેના હાથમાથી દુધપાકનો પ્યાલો ઢોળાઈ ગયો. બધો ગરમ ગરમ દુધપાક શરીર ઉપર ઢોળાયો. વાંદરો ચીસેચીસ નાખી ગભરાટમાં બારણા નજીક દોડયો.

એટલામાં તો ઉપરની બારસાખમાં ભમરો સંતાઈ રહેલો તે વાંદરાની પાછળ પડયો જ તો ને. ગું-ગું-ગું-ગું કરતા ચારે બાજુ વાંદરાને ઝેરી ડંખ દેવા માંડયા. વાંદરો દુ:ખ ને ત્રાસનો માર્યો આખા ઘરમાં કુદવા માંડયો. પણ ભમરો એને છોડે જ નહિ ને ?

વાંદરો ઘરમાંથી બહાર નીકળ્યો. જ્યાં આગલા બારણામાંથી બહાર નીકળવા જાય ત્યાં તો બારણાની બારસાખ પરની અભરાઈ પર ગોઠવાયલી ઘંટીનાં બંને પડો ધડાકાભેર વાંદરાના શરીર ઉપર પડયાં. વાંદરાનું માથું એ ઘંટીના પડ તળે અરધું ચગદાઈ ગયું. વાંદરાથી જરાકે ચસકાય એમ ન રહ્યું.

એટલામાં પેલો કરચલો બહાર નીકળી આવ્યો. દાંત ભીસી તે કહે, "હરામખોર, મારા ગરીબ નિર્દોષ બાપને મારી નાખવાનું પરિણામ જોયું ? દુષ્ટ ! તેણે તારૂં શું બગાડયું હતું ? હવે ભોગવ તારી કરણીનાં કુડાં ફળ."

એમ બોલી કરચલાએ કાતર જેવા અણીદાર દાંત વતી વાંદરાનું ગળું ચીરી નાખ્યું. વાંદરાના રીબાઈ રીબાઈને પ્રાણ નીકળી ગયા.



# સોનાનો પોપટ

**એ**ક હતો રાજા. તેને જાતજાતનાં પંખીઓ પાળવાનો બહુ શોખ હતો. તેનું શિકારખાનું બહુ મોટું. જાત જાતના જનાવરો ને પક્ષીઓ તેમાં ભરેલા.

રાજાને એક દિવસ રાતે ઉંઘમાં સ્વપ્ન આવ્યું. સ્વપ્નામાં એક અપ્સરા રાજાને કહે,–"રાજા ! તારૂં શિકારખાનું છે તો બહુ સરસ. તેની ના નહિ. પણ તેમાં એક જ ખામી છે. તારી પાસે સોનાનો પોપટ નથી. તે વગર તારૂં શિકારખાનું અધુરૂં ગણાય."

રાજાએ પુછ્યું,–"એ સોનાનો પોપટ કયાં હશે ?"

અપ્સરા કહે,–"સાત સમુદ્ર અને તેર નદીઓની પેલી પાર સુમેરૂ નામના પહાડની ટોચે પરીઓનો મુલક છે. એ પરીઓની રાણીનો સાત મજલી રૂપાળો મહેલ છે. તેના સાતમા માળના ઝરૂખામાં સોનાના પાંજરામાં એ પોપટ છે. પોપટ બોલે ત્યારે વાજુ વાગે એવો મીઠો તેનો અવાજ છે. વળી તેના બોલે બોલે અકેકો હીરો ગરે છે. તું તે પોપટ લાવે ત્યારે ખરો."

એમ કહી અપ્સરા જતી રહી.

રાજા સવારે જાગી ઉઠ્યો. સોનાનો પોપટ લાવવાની તેને રઢ લાગી.

રાજાને સાત છોકરા. મોટા છ છેક બાઘા જેવા. નાનો ચતુર ને શુરવીર.

રાજાએ સાતે છોકરાને બોલાવ્યા. તેમને સોનાના પોપટની વાત કરી. કહ્યું કેઃ–" જે કોઈ એ પોપટ મને લાવી આપશે તે મારા પછી રાજ્યનો માલિક થશે."

છએ કુંવરો કહે,–" એ પોપટના તે શા ભાર છે ? આ ચાલ્યા લેવાને. લઈને જ આવીશું."

છએ કુંવરો તો નીકળ્યા. નીકળતી વખતે તેમણે કહ્યુંઃ "રાજમહેલને છાપરે આ દુધનો પ્યાલો મુકજો. એ દુધ કદિ સુકાશે નહિ કે બગડશે નહિ. જો તેનો રંગ બદલાય, અને તે લાલ રંગનું જણાય તો માનજો કે અમે આફતમાં સપડાયા છીએ." એમ કહી કુંવરો ચાલી નીકળ્યા.

સોનાના પોપટની શોધમાં રખડતા રખડતા તેઓ ઘણા દેશોમાં ફર્યા. પણ તે પોપટની કે પેલી પરીઓના પ્રદેશની કોઈ ભાળ ન બતાવે.

રખડતા રખડતા એક દિવસ છએ રાજકુમારો ઠગપાટણ નામના ગામની ભાગોળે આવી પહોંચ્યા. ભાગોળમાં એક વીશી હતી. તેમાં તેમણે ઉતારો કર્યો. રસ્તામાં થોડાક ઠગ લોકો તેમને મળ્યા. એ ઠગોએ આ રાજકુમારોને લુંટવાનો વિચાર કર્યો.

જ્યારે છ રાજકુમારોએ વીશીવાળાને ત્યાં મુકામ કર્યો ત્યારે પેલા ઠગોએ પણ તે વીશીવાળાને ત્યાં જ પેલા કુમારોના ભેગો ઉતારો કર્યો. વીશીવાળાને ખબર નહિ કે આ લોક ઠગ છે અને

રાજકુમારોની સાથે તેમને કશો સંબંધ નથી. તે તો સમજેલો કે આ માણસો રાજકુમારોના રસાલાનાં જ હશે.

રાજકુમારો સમજેલા કે આ લોકો પણ આપણી માફક મુસાફરો હશે. તેમને વ્હેમ લાવવાનું કાંઈ કારણ ન મળ્યું.

વીશીવાળાએ તો તમામને એક મોટા ખંડમાં ઉતારાની સવડ કરી આપી.

મધરાત થઇ એટલે ચોરોએ હળવે રહીને રાજકુમારના દર દાગીના, કપડાં, રાચરચીલાં, બધું એકઠું કર્યું, અને છએ રાજકુમારોના ઘોડા ઉપર બેસી વ્હેલે મળસ્કે તેઓ બ્હારોબ્હાર પસાર થઈ ગયા.

વીશીવાળો સમજ્યો કે આ લોકો રાજકુમારના રસાલાનાં જ માણસો છે અને આગળના ગામે મુકામના બંદોબસ્ત માટે જાય છે.

રાજકુમારો જાગ્યા ત્યારે તેમને ખબર પડી કે તેઓ લુટાયા છે.

વીશીવાળાએ તો કોટવાળીમાં ફરિયાદ કરી. એ શહેરનો એવો કાયદો હતો કે જો કોઈ માણસ તેના માગનારનું લ્હેણું ન આપે તો તેનો ગુલામ થઈને રહે. લહેણું આપે ત્યારે છુટે.

રાજકુમારોને વીશીવાળાના ગુલામ તરીકે રહેવું પડયું. વીશીવાળાએ દરેકના બરડે 'ગુલામ' એવા મોટા અક્ષરે ધગધગતા લોઢાના ડામ દીધા.

તેમનો નાનો ભાઈ તો હજુ તેમના બાપની પાસે જ રાજધાનીમાં હતો. એક દિવસે તેણે છાપરા પર દુધના કટોરામાં નજર કરી તો લાલ લાલ ! સમજયો કે ભાઇઓ ઉપર આફત ઉતરેલી હશે.

બાપની રજા લઇ ભાઈઓની ભાળ કાઢવા અને સોનાના પોપટને લાવવા તે નીકળી પડયો.

ઘણા દિવસો સુધી જુદા જુદા મુલકમાં રખડયો.

એક વેળા એક અઘોર જંગલમાંથી તે પસાર થતો હતો. તે વેળા તેણે એક મોટા ઝાડની છાંયા તળે એક રાફડો જોયો. નજીક ગયો અને જોયું તો રાફડામાં બે બાકોરાં. અંદર નજર કરી તો એક મુની તપ કરે.

રાજકુમારે રાફડાની માટી દુર કરી. મુનીના શરિરને સાફ કર્યું. વહેળામાંથી પાણી લાવી મહારાજની આજુબાજુ જમીનપર છાંટી દીધું.

રાજકુમારની સારવારથી થોડી વારમાં મુનીની સમાધિ છુટી. ખુશ થઈ તે બોલ્યા, "કુમાર, તારૂં કલ્યાણ થાઓ. કહે બેટા, તારી શી ઇચ્છા છે ?"

કુમાર કહે,—" મહારાજ ! મને પરીઓનો સોનાનો પોપટ જોઈએ."

મુનીએ મ્હોં કુમળાવ્યું. તે કહે,—" ભાઇ ! એ પોપટની વાત તું જવા દે. એ મેળવવો સહેલ નથી. જોઇએ તો બીજું કાંઇ માગ."

પણ કુંવર પોતાની હઠ છોડે એવો કયાં હતો ?

મુની આખરે માન્યા. તે કહે,—"જો ભાઈ; અહીંથી થોડેક દૂર એક બહુ સુંદર સરોવર છે. ત્યાં પાણીમાં ન્હાવા ને ખેલવા પરીઓની રાણી તેની સાહેલીઓ સાથે દરરોજ બપોરે આવે છે. જ્યારે તેઓ અંદર ન્હાવા પડે છે ત્યારે પોતાની પાંખો કિનારા ઉપર મૂકે છે. કાલે બપોરે તેઓ ન્હાવા પડશે ત્યારે કિનારે પાંખો મૂકશે. તું પાંખોની એક જોડ ઉપાડી લેજે. તેને તારી કમ્મરે વીંટાળીને પછી તું ઝડપથી ઉડજે. આંખના પલકારામાં તું સુમેરૂ પર્વતની ઉપર પરીઓનો મહેલ છે ત્યાં પહોંચી જઈ શકીશ. ત્યાં છેક સાતમા માળ ઉપર જજે. ત્યાં ઝરૂખામાં પોપટનું પાંજરૂં

બાંધેલું છે. એ જ સોનાનો પોપટ. તે લઇને પાછો ઉડીને અહીં આવતો રહેજે. પછી શું કરવું તે હું તને કહીશ."

નાનો રાજકુંવર તો રાજીરાજી થઈ ગયો.

બીજે દિવસે પરીઓ ન્હાવા પડી ત્યારે એક જણની પાંખોની જોડ તેણે પહેરી લીધી અને ઉડયો પરીઓના પ્રદેશમાં.

આ બાજુ થોડીક વાર પાણીમાં ગમત કર્યા પછી પરીઓ એક પછી એક બહાર નીકળી. બધી પરીઓ પોતપોતાની પાંખો પહેરીને ઉડી ગઈ. જે પરીની પાંખો રાજકુમાર લઈ ગયો હતો તે પરીએ ચારે બાજુ પોતાની પાંખોની શોધ કરી, પણ તેને પાંખો મળી નહિં. તે ગાભરી બની ગઈ.

એટલામાં તેણે મુનીને બેઠેલા જોયા. તે જઈને મુનીને કહે, " મારી પાંખો દીઠી છે ?"

મુની કહે,–" ના. પણ ચાલ, આપણે તપાસ કરીએ. "

પરી અને મુની જંગલમાં ચારે બાજુ તપાસ કરવા લાગ્યાં.

એમ ને એમ સાંજ પડવા આવી. મુની સમજી ગયા કે હવે રાજકુમારને પાછા આવવાની વેળા થઈ છે.

તે પરીને કહે,–"બ્હેન, સાંજ પડી. હું સંધ્યા કરીને આવું છું."

એમ કહી મુની પોતાના મુકામ આગળ આવ્યા. પરી સરોવરને કિનારે થાક અને નિરાશાથી કાયર બનીને બેઠી.

મુકામ આગળ આવતાં જ મુનીએ રાજકુમારને સોનાના પોપટને લઇને બેઠેલો જોયો. તે ખુશી થયા. રાજકુમારને કહે, "હવે તું મારી સાથે ચાલ. પરીની આ પાંખો સરોવરની નજીકની એક બખોલમાં સંતાડી દે. અધાણી બરાબર રાખજે.'

રાજકુમારે મુનીના કહેવા મુજબ કર્યું.

પછી મુની ને રાજકુમાર બંને પેલી પરીની પાસે ગયા.

મુની કહે,–"જો બાઈ, આ મારો શિષ્ય છે. તે જુવાન છે અને તેની આંખો સારી છે. તારી પાંખો શોધવામાં તે આપણને મદદ કરશે."

પરી કહે, " ઠીક. "

કુમાર ચાલી નીકળ્યો. આમ તેમ થોડુંક રખડી રઝળીને તે પાંખો લઈને પાછો આવ્યો અને પરીને સોંપી.

પરી ખુશ થઇ. તેણે એક વાંસળી બક્ષિસ આપી.

પરી કહે, " એ વાંસળીમાં એવો ગુણ છે કે મધરાત થાય ત્યારે જો એ વાંસળી તું વગાડીશ તો હું જ્યાં હોઇશ ત્યાંથી તારી પાસે આવીશ અને તું ગમે તેવી મુશ્કેલીમાં આવ્યો હોઇશ તો પણ તને છોડાવીશ."

મુનીને પ્રણામ કરી પેલી વાંસળી અને સોનાનો પોપટ લઇને રાજકુમાર ત્યાંથી ચાલી નીકળ્યો.

હવે તે ભાઈઓની શોધમાં રખડવા લાગ્યો.

એમ કરતાં કરતાં ઘણે દિવસે તે પણ પેલા છ રાજકુમારો ફસાયા હતા તે ઠગપાટણ નગરમાં આવી પહોંચ્યો. ત્યાં તે પેલા જ વીશીવાળાને ત્યાં ઉતર્યો.

ત્યાં તેણે પોતાના ભાઇઓને ગુલામ તરિકે મજુરી કરતા જોયા. તરત જ તેણે તેમના વતીના પૈસા વીશીવાળાને આપી દીધા અને પોતાના ભાઇઓને છોડાવ્યા. પોતાના ભાઇઓને ખોટું લાગે એમ ધારીને નાના રાજકુમારે પોતે તેમને છોડાવ્યા હતા એ વાત વીશીવાળાને કહી નહિ. તે તો ત્યાંથી ચાલી નીકળ્યો.

વીશીવાળાએ છએ રાજકુમારોને છોડી મૂકયા. તેઓ ત્યાંથી નીકળી પાછા પોતાના નગર તરફ જવા નીકળ્યા. રસ્તામાં જ તેમને નાના ભાઇનો ભેટો થયો. નાનો ભાઇ મોટા ભાઇઓ આફતમાંથી



સોનાનો પોપટ

તે પાંખો લઇને પાછો આવ્યો અને પાંખો પરીને સોંપી.

[ પાન ૭૮ ]

શ્રી સયાજીવિજય પ્રેસ—વડોદરા

છુટયા જાણીને ખૂબ ખુશી થયો હતો. પણ પોતે તેમને છોડાવ્યા હતા એ વાત તેમને કરી નહિ.

અરસપરસ મળ્યા ભેટ્યા બાદ નાના રાજકુમારે સોનાનો પોપટ કેવી યુક્તિથી પોતે મેળવ્યો હતો તે વાત પોતાના મોટા ભાઈઓને કહી બતાવી. મોટા ભાઈઓ મ્હોઢેથી તો મીઠું મીઠું બોલવા લાગ્યા પણ તેમના પેટમાં તેલ રેડાયું.

તેમણે અંદરઅંદર છુપી મસલત કરી. સાંજ પડવા આવી ત્યારે જંગલમાં એક મોટા કુવા નજીક તેઓ આવી પહોંચ્યા.

એક ઝાડને છાંયડે બધાએ મુકામ કર્યો ને વાળુ કરવા બેઠા. નાનો ભાઈ કહે, "હું કુવામાંથી પાણી લઈ આવું છું."

નાનો ભાઇ પાણી ભરવા ગયો. પાછળથી છએ ભાઇઓએ તેને માર્યો ધક્કો. નાનો ભાઈ કુવામાં ગબડી પડયો.

સોનાનો પોપટ લઇને છએ રાજકુમારો મારતે ઘોડે ત્યાંથી ચાલી નીકળ્યા. રસ્તામાં જરાકે થોભ્યાવગર તેઓ પોતાના બાપના નગર તરફ જવા નીકળ્યા.

નાનો કુંવર જે કુવામાં પડયો હતો તે કુવો ઉંડો હતો, પણ તેમાં પાણી બહુ ઓછું હતું. એટલે તે બુડી ગયો નહિ ને તેને વાગ્યું પણ નહિ.

મધરાત સુધી તે અંદર પડી રહ્યો. જ્યાં મધરાત થઇ કે તરત જ તેણે પોતાની પાસે વાંસળી હતી તે કાઢીને વગાડી. વગાડતાની સાથે આકાશમાંથી પેલી પરી ઉતરીને કુવા આગળ આવી. કુંવરને કુવામાંથી કાઢયો.

કુંવર પરીને કહે, "હવે મને મારા બાપના નગરમાં પહોંચાડો."

પરી કહે, "આંખ વીંચી દે. જલદીથી ત્યાં પહોંચી જઈશ."

કુમારે તો આંખ વીંચી દીધી. ઉઘાડીને જુએ ત્યાં તો પોતાના બાપના નગરની ભાગોળે આવીને ઉભેલો હતો.

તે નગરમાં ગયો અને પોતાના બાપને મળ્યો.

રાજા કહે–"સોનાનો પોપટ લાવ્યો?"

કુંવર કહે,–"હા, મોટા ભાઈઓ પાસે છે. થોડાક દિવસમાં તેઓ આવશે એટલે તમે લેજો."

થોડા દિવસ પછી ધામધુમથી છએ રાજકુમારો સોનાનો પોપટ લઈને આવી પહોંચ્યા.

દરબાર ભરાયો. છએ રાજકુમારો કહે, "સોનાનો પોપટ આ રહ્યો. અમે ભારે મુશીબત વેઠીને લાવ્યા છીએ. હવે રાજ અમને વહેંચી આપો."

એટલામાં નાનો કુંવર દરબારમાં આવ્યો. છએ ભાઈઓ તેને જોતાં જ અધમુઆ જેવા થઈ ગયા. તેઓથી બોલી જ ન શકાયું.

પછી નાના કુંવરે બધી વાત કહી.

ભાઈઓ કહે, "એની સાબીતી શી?"

કુંવરે છએ ભાઈઓનાં અંગરખાં ઉતરાવ્યાં અને સાબીતી તરીકે દરેકને બરડે પેલા ડામ હતા તે બતાવ્યા.

રાજાએ છએ રાજકુમારોને કાઢી મૂક્યા. નાના કુમારને ગાદીવારસ ઠરાવ્યો.



# આનંદકુંજ માટે અભિપ્રાય.

'કાળો ઘોડો' અને 'મિયાં ઈદુખાં' ની વાર્તાઓ બાળકોમાં બહુ પ્રિય નીવડે તેવી છે. 'આનન્દકુંજ' જેવા બાળવાર્તાઓના સંગ્રહ પ્રસિદ્ધ કરીને અને બાળકોને 'બાલજીવન' આપીને 'બાલજીવન કાર્યાલય' તેના સાધન સંપત્તિના પ્રમાણમાં બીજા વધારે શક્તિશાળી સાથીઓની સાથે રહીને બાળ-સાહિત્ય સેવાનું મઝાનું કામ કરી રહ્યું છે. તે બદલ તેને સૌનાં હાર્દિક અભિનન્દન ઘટે છે.

× × × × × **"સૌરાષ્ટ્ર"**

બાળજીવનમાં છપાઈ ગયેલી વાતોનો આ એક સંગ્રહ છે. એમાં મીયાં ઈદુખાંની વાત બાળકોને ઘણી રૂચિકર થઈ પડે તેવી છે. શૈલી તો બધીજ વાતોની સારી છે. **"ગાંડીવ"**

× × × × ×

"આનંદકુંજ"—સારા એન્ટીક—કાગળ, આર્ટ પેપર ઉપર રંગીન ૧૪ ચિત્રો અને આકર્ષક છપાઈની ૮૦ પાનાની આ દસ બાલવાર્તાઓની ચોપડી બાલકોને રૂચીકર થઈ તેમના જ્ઞાન અને આનંદમાં અવશ્ય વધારો કરશે. બાળકો ઉપરાંત મોટાઓને પણ રસ પડે એવું વાર્તાઓનું વસ્તુ, છેક નાનાં છોકરાં પણ સમજી શકે એવી અતિ સરળ છતાં મીઠાશભરી ભાષા—એ સૌ કોઇને લીધે આ વાર્તા સંગ્રહ બાલસાહિત્યના હાલ બહાર પડેલા સંગ્રહમાં અવશ્ય આગળ પડતું સ્થાન લેશે. **"સયાજી વિજય"**

× × × × ×

વડોદરા—બાલજીવન કાર્યાલય—તરફથી બહાર પડતાં પુસ્તકો પણ આપણું ધ્યાન ખેંચે એવાં અને આનંદદાયક હોય છે. તે પુસ્તકોની છપાઈ, કાગળ, ચિત્ર વગેરે સર્વ ઉંચી પ્રતિનું હોય છે, અને વાર્તા યોજવામાં પણ કાળજી રાખવામાં આવે છે. 'આનંદકુંજ' તેના નામ પ્રમાણે ખરેખર આનંદ આપનાર સુંદર વાર્તાઓના સંગ્રહ છે અને તે બાળકોને જરૂર ગમશે. **"બુદ્ધિપ્રકાશ"**

× × × × ×

પ્રથમનાં ૧૧ બાળ પુસ્તકો બાળકોને બોધક, આનંદપ્રદ અને સ્વચ્છ ભાવનાદાયક નિવડ્યાં છે. એજ પદ્ધતિપર આ પુસ્તક તૈયાર કરાયું છે. તેમાંની દશે વાર્તાઓ બાળકોને મનગમતી શૈલીમાં લખાયેલી છે. દરેક વાર્તામાં પોત પોતાનો વિશિષ્ટ ગુણ દીપી નિકળ્યો છે. લાલ, પીળા, ઉદા, જાંબુડી, ધોળા, અને કાળા ગ્લેઝ કાગળ ઉપર વાર્તાઓના પ્રસંગોમાંથી ઉપજાવી કાઢેલાં ચિત્રો બાળકોને વિવિધ રંગના રમકડાં રમવાની ગરજ સારે છે. **'નૂતન ગુજરાત'**

'બાલજીવન'માં નાની નાની સારી, બોધક, આનંદદાયક વાતો આવ્યા કરે છે. એ વાતોમાંથી તારવી કાઢી આનંદકુંજના નામે કેટલીક અવારનવાર પ્રસિદ્ધ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે. પુષ્કળ, બંધ બેસતાં, ઉચિત ચિત્રો એ આ સંગ્રહનું આકર્ષણ છે. સુઘડ છપાઈ, બંધાઈ, કાગળો એ વિશેષ લાભ. વાતો બાળકોને ગમી જાય એવી રીતે લખાઈ છે એ નિર્વિવાદ ને લખાવટ દોષરહિત માલમ પડી છે. **"સાહિત્ય"**

* * * *

નાનાં બાળકોને ઠીક 'ગમ્મત સાથે જ્ઞાન' આપનારી છે. ભાઈ રમણલાલ બાળકોની કેળવણીને માટે બહુ ઝીણવટથી પ્રયાસો કરી રહ્યા છે. ભાઈ રમણલાલ પોતાના 'બાલજીવન' માસિકદ્વારા બાળકોમાં નવચેતનનો ફુવારો ઉરાડી રહ્યા છે. એકંદરે આ સંગ્રહ બાળકોના હૃદયમાં રસ લગાડીને સુંદર છાપ પાડે એવો છે.

* * * * **"પાટીદાર"**

બાલસાહિત્યને સમૃદ્ધિવાન બનાવવામાં 'બાલજીવન' અને તે દ્વારા શ્રી. રમણલાલનો પણ કાંઈ નાનો સરખો ફાળો નથી. અત્યાર સુધીમાં બાલજીવન પુસ્તકમાળાનાં ૧૧ પુસ્તકો પ્રકટ થઈ ગયાં છે, અને તે બાલ આલમમાં ઘણાં પ્રશંસાપાત્ર નિવડયાં છે. આનંદકુંજ એ બાલજીવન પુસ્તકમાળાનું ૧૨ મું પુસ્તક છે. વાર્તાઓ બાલકોને લોકપ્રિય થઈ પડે એવી છે. **"ગુજરાતી"**

* * * *

બાળકોને મઝા પડે તેવી દશ વાર્તાનો આમાં સંગ્રહ છે. 'બાલજીવન' માસિકમાં તે અગાઉ પ્રકટ થઈ હતી. 'મિયાં ફુસકીખાં'ની વાત ખૂબ સરસ છે. વિવિધરંગી કેટલાંક ચિત્રો આંખને ગમે એવાં છે. **"ગુજરાતી પંચ"**

* * * *

× × અત્યાર આગમચ એ કાર્યાલયે પ્રકટ કરેલા સંગ્રહો બાલજગતમાં આદર પામ્યા છે તેમ આ સંગ્રહ પણ પામશે. ભાષા અને લખાવટ બાળકોને આકર્ષક બનાવી તેમનો ભાવ મૂર્તિમંત કરે છે, અને પુસ્તકને વધારે ઉપયોગી બનાવે છે."

—**"ગુણસુંદરી"**

* * * *

આ ચોપડીમાં 'બાલજીવન' માસિકમાં આવેલી શ્રી. રમણલાલની દશ વાર્તાઓ છે. આ વાર્તાઓ બાળકોને ગમે તેવી છે. 'મૂછાળી બાયડી', 'કાળો ઘોડો'; અને 'મિયાં ફુસકીખાં' આ વાતો તો બાળકોને ઘણી ગમશે. **"પુસ્તકાલય"**

## બાલજીવન પુસ્તકમાળાની

# ચો પ ડી ઓ




શ્રી સયાજીવિજય પ્રેસ—વડોદરા